# ॐ

## —:ગીતા-સમાજની વરિષ્ટ સમિતિના સભ્યો:—

૧ શ્રી. આચાર્યશ્રી અનન્તલાલજી ગોસ્વામી ભાગવતભૂષણ
પ્રમુખ (વૃન્દાવન)
(આજીવન)
૨ શ્રી. મહારાઉલ ઠાકુર શ્રી રાયસિંહજી — પ્રાણદાતા સભ્ય
ચંદ્રસિંહજી — છોટાઉદેપુર
૩ શ્રી. એક ગીતાપ્રેમી સજ્જન મુંબઈ „ „
૪ શ્રી. સ્વ. મણિભાઈ જીવણજી દેસાઈ „ „ „
૫ શ્રી. ભગવાનદાસ ફકીરભાઈ વ. બેંગ્લોર „ „
૬ શ્રી. છોટાલાલ ફુલચંદ શાહ વલસાડ „ „
૭ શ્રી. ચરણદાસ મેગજી મથરાદાસ મુંબઈ „ „
૮ શ્રી. નરહરલાલ હિંમતરામ શેઠ વલસાડ „ „
૯ શ્રી. પંડિત શિવકુમાર મહેશદત્ત „ „ „
૧૦ શ્રી. શેઠ હરિદાસ જીવરાજ ભલાડ „ „
૧૧ શ્રી. શાસ્ત્રી હરિઠાશંકર વિજયરામ વલસાડ „ „

## —:આશ્રયદાતા સભ્યો:—

૧૨ શ્રી. મણિશંકર ભાનુશંકર ભટ્ટ વલસાડ
૧૩ શ્રી ચુનીલાલ ગિરધરલાલ શેઠ મુંબઈ
૧૪ શ્રી. જયન્તિલાલ રામદાસ શ્રોફ „
૧૫ શ્રી. રામપ્રસાદ મહાસુખભાઇ દવે અમદાવાદ
૧૬ શ્રી. છોટુભાઇ લાલભાઇ દેસાઇ મગોદ
૧૭ શ્રી. વ્રજલાલ વનમાળી વસાણી દહાણુ
૧૮ શ્રી. મનહરલાલ મટુભાઇ મુંબઈ

## —:નિયુક્ત સભ્યો:—

| | | |
|---|---|---|
| ૧૯ | શ્રી. સ્વ. શંકરપ્રસાદ ઉત્તમરામ શુકલ | મુંબઈ |
| ૨૦ | શ્રી. નગીનદાસ નારણદાસ પારેખ | વલસાડ |
| ૨૧ | શ્રી. જયન્તિલાલ ઉત્તમરામ મહેતા | ,, |
| ૨૨ | શ્રી. ડૉ. રમણલાલ પ્રાણલાલ શાહ | વાપી |
| ૨૩ | શ્રી. ગોપાળજી લલ્લુભાઇ દેસાઇ | કોસંબા |

## —:આજીવન સભ્યો:—

| | | |
|---|---|---|
| ૨૪ | "એક ગીતાપ્રેમી સજ્જન" | મુંબઈ |
| ૨૫ | શ્રી. હીરાલાલ મ. ગુંદરીઆ | ,, |
| ૨૬ | શ્રી. ચીમનલાલ ત્રિ. શાહ | ,, |
| ૨૭ | શ્રી. ધરમદાસ બો. ખાટા | ,, |
| ૨૮ | શ્રી. મોહનલાલ જે. ખીચડીઆ | ,, |
| ૨૯ | શ્રી. જયન્તિલાલ ગં. બાપુશા | ,, |
| ૩૦ | શ્રી. રમેશચંદ્ર મં. અગાશીવાળા | ,, |
| ૩૧ | શ્રી. જીવણલાલ મો. ખાંડવાલા | ,, |
| ૩૨ | શ્રી. હરિચંદલાલ ના. સોનાવાલા | ,, |
| ૩૩ | શ્રી. મનમોહનદાસ હીરાલાલ મોગીલાલ | ,, |
| ૩૪ | શ્રી હીરાલાલ મોતિલાલ કરસનદાસ | પેટલાદ |
| ૩૫ | શ્રી. રતિલાલ મગનલાલ ગાંધી સોલીસીટર્સ | મુંબઈ |
| ૩૬ | શ્રી. મંગળદાસ કાલિદાસ ચોકસી | ,, |
| ૩૭ | શ્રી બાબુભાઈ મગનલાલ ચોકસી | ,, |
| ૩૮ | શ્રી મયચંદ ચુનીલાલ કંસારા | સુરત |
| ૩૯ | શ્રી. ડૉ બાલચંદ્ર મગનલાલ તલાટી | તાડકેશ્વર |

## નિયામક

| | | |
|---|---|---|
| ૪૦ | શ્રી. નલિન મ. ભટ્ટ | વલસાડ |



# ગીતા સમાજ

(૧) ગીતા સમાજના ચાર પ્રકારના સભ્ય છે. ૧–સામાન્ય સભ્ય. ૨–આજીવન સભ્ય. ૩–આશ્રયદાતા સભ્ય. ૪–પ્રાણદાતા સભ્ય.

(૨) આ ચાર પૈકી, પોતાનાં ગામનાં ગીતા–કેન્દ્રના વ્યવસ્થાપકને વાર્ષિક રૂા. ૦–૨–૦ લવાજમ આપનાર તથા રોજના એક અધ્યાયનું નિયમિત પારાયણ કરવાનું ઇશ્વરને ઓળખીને વ્રત લેનાર વ્યક્તિ ગીતા–સમાજનો સામાન્ય સભ્ય કહેવાશે.

(૩) ગીતા સમાજના નિભાવ માટે સ્થાયી ફંડ ખાતે રૂા. ૨૫) કે તેથી વધારેનુ એકી વખત દાન કરનાર વ્યક્તિ આજીવન સભ્ય ગણાશે.

(૪) ગીતા સમાજ તરફથી અવાર નવાર બહાર પડનારાં ગીતાદિનાં પ્રકાશન માટે, એકી વખતે રૂા. ૫૧) કે રૂા. ૧૦૧) દાન તરીકે આપનાર વ્યક્તિ આશ્રયદાતા સભ્ય ગણાશે.

(૫) જે કોઈ સજ્જન ગીતા સમાજ તરફથી બહાર પડનારી ગીતાની કે તેને લગતાં સાહિત્યની ૧૦૦૦) પ્રતો છપાવી વિના મૂલ્યે કે પડતર કિંમતે સમાજના સભ્યોને સમાજ મારફતે વહેંચે, અગર તો ગીતા સમાજને ગીતાદિનાં પ્રકાશન માટે એકી વખતે રૂા. ૫૦૧) કે તેથી વધારે કોઈપણ રકમનું દાન કરે તે સમાજનો પ્રાણદાતા સભ્ય ગણાશે.

(૬) ગીતા સમાજનું તંત્ર વ્યવસ્થિતપણે ચલાવવા અને એના ઉદ્દેશને પાર પાડવાના ઉપાયો યોજવા માટે ગીતા સમાજની એક વરિષ્ટ સમિતિ રહેશે. પ્રાણદાતા સભ્યો અને આશ્રયદાતા સભ્યો ઉપરાંત ગીતા સમાજ સંસ્થાપકને યોગ્ય લાગે તેવા અને તેટલા બીજા પસંદ કરેલા સભ્યોની આ સમિતિ રહેશે.

(૭) આ સમિતિ ગીતા સમાજના ઉદ્દેશને પાર પાડવા માટે શક્ય તેટલા બધા ઉપાયો યોજશે અને સમાજના વાર્ષિક આવક જાવક વગેરેનો હિસાબ તથા અહેવાલ બહાર પાડશે.

વધુ માહિતી માટે **શ્રી. નલિન મ. ભટ્ટને** રૂબરૂ મળવા અગર તો પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

ૐ

॥ श्री कृष्णः शरणं मम ॥

# ગીતા–સમાજ

(રૂપલી સંસ્થાનો ક્રમિક વિકાસ અને તાત્કાલિક ભાવિ યોજના)

**ભાઈઓ તથા બહેનો,**

આપની સેવામા આ પત્રિકા મોકલી રહ્યો છુ એને આદિથી અંત સુધી જોઈ જવા આપને નમ્ર વિનતિ છે.

આજથી પાંચ છ વર્ષો પૂર્વે શરુ થયેલી શ્રી હરિપ્રસાદ ગ્રંથમાળા યોજના, પરમાત્માની કૃપાથી શ્રી ગીતા–સમાજના સ્વરૂપમા કેવી રીતે વિકસિત થઈ અને તે દ્વારા પ્રજાના આધ્યાત્મિક જીવનને એ કેવી રીતે ઉપયોગી થઈ છે તેનો આછો ખ્યાલ આપવો ઉચિત છે.

અનેક દાતાઓની ઉદારતાને લઈને આ યોજના હેઠળ આજ સુધીમા નીચેના ગ્રંથો જનતાની સેવામા, કયા તો પડતર કિંમતે જ કે કયા તો વિના મૂલ્યે, કેવળ સેવાભાવે ધરવામા આવ્યા છે આ તમામ ગ્રંથો બૃહદ્ ગુજરાતમાં લોકપ્રિય થઈ ચૂક્યા છે

૫–૪–૦ શ્રીમદ્ ભગવદ્ ગીતા
સાધન ભાષ્ય ૩ વિભાગ ૧૬૫૦ પાનાં

૨–૮–૦ ઈશાદિ ઉપનિષત્ પંચક
" " સાધન ભાષ્ય - ૫ ઉપનિષદો ૪૦૦ પાનાં

વિનામૂલ્ય શ્રી નારદ ભક્તિસૂત્ર
સાધન ભાષ્ય ૧ ગ્રંથ ૧૫૦ પાના

૨-૦-૦ શ્રી જીવન દર્શન

| | | | | |
|---|---|---|---|---|
| | સાધન ભાષ્ય | ૧ | ગ્રંથ | ૨૭૫ પાનાં |
| વિનામૂલ્ય | શ્રી સમશ્લોકી ગીતાજી | ૧ | ,, | ૧૦૦ પાનાં |
| ૦-૧૨-૦ | શ્રી સ્વાધ્યાય ગીતા | ૧ | ,, | ૨૦૦ પાનાં |
| ૧-૦-૦ | શ્રી ગીતા શ્રવણ | ૧ | ,, | ૨૩૦ પાનાં |
| | | ૧૩ | | ૨૯૨૫ |

આ ઉપરાંત આ યોજના હેઠળ સમયની અનુકૂળતા થતા નીચેના ગ્રંથો પ્રકટ કરવા પ્રભુ કૃપાએ નિશ્ચય છે.

૧ માંડુક્યોપનિષત્ સાધન ભાષ્ય
૨ તૈત્તિરીયોપનિષત્ ,, ,,
૩ ઐતરેયો ,, ,, ,,
૪ છાંદોગ્યો ,, ,, ,,
૫ બૃહદારણ્યકો ,, ,, ,,
૬ શ્વેતાશ્વતરો ,, ,, ,,
૭ બ્રહ્મસૂત્ર સાધન ભાષ્ય
૮ શ્રી ગીતા-મનન
૯ શ્રી ગીતા-ધ્યાન
૧૦ શ્રી ગીતા-દર્શન

ઉપલા પૈકી પહેલા છ ગ્રંથો પ્રભુ કૃપાએ અમારી પાસે લખેલા તૈયાર છે. સાતમા અને આઠમા ગ્રંથની પૂર્વ તૈયારીઓ થઈ રહી છે. છેલ્લા બે પણ તૈયાર થઈ જશે એવી આશા છે.

ઉપરની યોજના આમ વિકસિત થઈ રહી હતી તે દરમ્યાન અમારો "જીવન દર્શન" નામનો ગ્રંથ પ્રકટ થયો ત્યારે, સામાન્યમાં સામાન્ય ગુજરાતીને પણ શ્રીમદ્ ભગવદ્ ગીતાજીનો જીવતો સ્પર્શ કેવી રીતે થાય એ બાબતમાં અમારા હૃદયમાં ભારે મંથન ચાલી રહ્યું હતું એ મંથનમાંથી નીચેનો ભાવ વિચાર સ્ફુર્યો જીવન દર્શન ગ્રંથમાં અને ગીતા સમાજની નિવેદન પત્રિકામાં આપેલો એ વિચાર અક્ષરશ નીચે ઉતારીએ છીએ

"પરમાત્માની ઇચ્છા હશે તો આ જ યોજના હેઠળ એક ભગીરથ કાર્ય ઉપાડવાનો સંકલ્પ સેવ્યો છે – હમારા કોલેજ દિનોમાં "બાઇબલ-સોસાયટી" તરફથી હમોને વિનામૂલ્ય બાઇબલ આપવામાં આવેલાં એ સર્વાંગ સુન્દર બાઇબલને જોઇને હૃદયમાં સ્ફુરતું કે, હજારો ગાઉથી આવેલા પરદેશીઓ સ્વધર્મ અને સસ્કૃતિના ફેલાવા માટે કેવો ધન્ય પરિશ્રમ કરી રહ્યા છે! કરોડો રૂપિયા ખર્ચીને એ લોકો પોતાનું ધર્મપુસ્તક સર્વસુલભ બનાવી રહ્યા છે. શું આપણે પણ આવું ન કરી શકીએ? સારાયે ભારતવર્ષની વાત તો તત્કાળને માટે બાજૂએ મૂકીએ પણ શું એક બૃહત્-ગુજરાત પૂરતી પણ આપણે એ વ્યવસ્થા ન કરી શકીએ કે જેથી આપણી એકેએક શાળા અને કોલેજમાં ભણતા વિદ્યાર્થીના હાથમાં સર્વાંગ સુંદર ગીતાજીનું પુસ્તક હોય? આ હૃદયના ઊંડાણમાં ચમકી રહેલા વિચારને કાર્યમાં પરિણત કરવા માટે તીવ્ર ઇચ્છા છે **એ માટે ગીતા-સમાજની સ્થાપના કરવાની ભાવના છે.** એ ગીતા સમાજ દ્વારા હમારા

ગીતા-સાધન-ભાષ્યની એક લાખ પ્રતિઓ છપાવી, શક્ય હોય તો વિના મૂલ્યે, નહિતર ફક્ત એકાદ રૂપિયા જેટલી નજીવી કિંમતે, ભગવતી ગીતાનું સર્વાંગ સુંદર પુસ્તક જનતા-જનાર્દનની સેવામાં કેવળ સેવાભાવે, સમર્પિત કરવાની ઉમેદ છે. એક વ્યક્તિથી થાય એવું આ કાર્ય ન ગણાય. જો બૃહત્-ગુજરાતના ભાવિક મહાજનોનો આ વિચારને સાથ મળે તો આ કાર્ય ઘડીના છઠ્ઠા ભાગમાં થાય એવું છે. અને ગુજરાતનો ધનિક-વર્ગ આવાં ભગવદીય કાર્યમાં આગળ પડતો ભાગ લઈ અપૂર્વ શ્રેય પ્રાપ્ત કરી શકે છે. એટલું જ નહિ. આ બાબતમાં સારાય ભારતવર્ષને દોરી શકે છે. અને જેમ બીજી બધીય વાતોમાં ગુજરાત આજે ભારતનું નેતા છે તેમ આમાં પણ એ નેતાપદ લઇ શકે એમ છે. આ શુદ્ધ વિચારને પ્રભુનો આશીર્વાદ મળો એટલું પ્રાર્થીએ છીએ. આ યોજનાને હાથમાં લેવા અને સૌના સહકારથી પૂર્ણ કરવા અમો તન, મન અને ત્યાગમયતાથી યથાશક્તિ તૈયાર રહીશું.

ઉપલા વિચારને આચારમાં ઉતારવાની પૂર્વ ભૂમિકા તરીકે ગઇ સંવત ૨૦૦૦ની જન્માષ્ટમીનાં પવિત્ર દિને ગીતા-સમાજનો જન્મ થયો. નીચેના પવિત્ર ઉદ્દેશને પ્રભુ કૃપાએ પૂર્ણ કરવાના આશયથી ગીતા-સમાજની સ્થાપના કરવામાં આવી છે.

"પ્રજાનાં આ અને આગિ જીવનને સત્કર્મ-સદ્વિચાર-સદ્ધ્યાન અને સચિહ્ન કરવા માટે અને આખી જ સરવાળે પવિત્ર, ઉન્નત, નિર્ભય, સુખશાન્તિ અને સમાધાનમય બનાવવા માટે, સામુદાયિક આધ્યાત્મિક તાલીમ આ

હોઈને, ગીતાજીનો વ્યક્તિગત અને સામુદાયિક, નિયમિત, આચારમા ઉતારવાની દૃષ્ટિએ, અર્થના અનુસંધાનપૂર્વકનો સ્વાધ્યાય જરૂરી છે. જનતામા આ સ્વાધ્યાયની રુચિ જગાડવી, તેને દરેક રીતે ઉછેરવી અને પોષવી અને અંતે એ પ્રજાજીવનમા વણાઈને સહજ બની જાય એવો પ્રયત્ન કરવો અને આ રીતે સ્વાધ્યાયમા છૂપાયેલી અનન્ત અને અમાપ શક્તિને પ્રકટ કરી પ્રજાજીવનને ચેતનવતુ કરવુ એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ રહેશે "

ઉપના ઉદ્દેશને પૂર્ણ કરવા માટે નીચેની વાતોનો અમલ થવો જરૂરી છે –

(૧) શુદ્ધ મુદ્રણ, પ્રામાણિક, શુદ્ધ ગુજરાતી અર્થવાળી, ખીસ્સામાં રહે અને રોજ સ્વાધ્યાયમા ઉપયોગી થાય એવી ગીતાની હજારો પ્રતો છપાવી આબાલ-વૃદ્ધ સૌને મળે તો વિનામૂલ્યે મળે એવી વ્યવસ્થા કરવી

(૨) જ્યા જ્યા શક્ય હોય ત્યા ગીતા-સમાજના કેન્દ્રો ખોલવા.

(૩) ઉપના ઉદ્દેશમા જેને શ્રદ્ધા હોય, અને તે ઉપરાન્ત **જે કોઈ હંમેશાં ગીતાજીનો ઓછામાં ઓછા એક અધ્યાયનો નિયમિત સ્વાધ્યાય કરવાની ઈશ્વરને ઓળખીને પ્રતિજ્ઞા લે**, ગીતાના ઉપદેશને યથાશક્તિ ભક્તિથી, તન-મન-ધનથી સેવવાને તત્પરતા રાખે તેને આ સમાજનો સભ્ય બનાવવો

આ પૈકી પહેલી બાબતને લક્ષમા લઈ ગીતા સમાજે 'સ્વાધ્યાય-ગીતા'ની ૩૦૦૦ પ્રતો છપાવી જનતા સમક્ષ પડતર કિંમતે ધરી છે અને આ ઉપરાન્ત જેમનાથી પડતર કિંમત પણ ન ખર્ચી શકાય એવા ભાઈબહેનોને

એ વિનામૂલ્ય મળે એવી જોગવાઈ રાખી છે. અનેક ઠેકાણે એનાં કેન્દ્રો ચાલે છે. સેંકડો ભાઈબહેનોએ સમાજના સામાન્ય સભ્ય બની રોજના ઓછામાં ઓછા એક અધ્યાયનું પારાયણ કરવાનું વ્રત લીધું છે. "સ્વાધ્યાય ગીતા" જનતા સમક્ષ મૂક્યા પછી હવે ગીતાજીને ચાર વિભાગમાં છણી સમાજના સામાન્યમાં સામાન્ય ગીતાપ્રેમી ભાઈબહેનને ગીતાજીનો જીવતો સ્પર્શ કરાવવાની ગીતા સમાજ આશા સેવે છે. તે પૈકી આ "ગીતા શ્રવણ" પછી ક્રમશઃ "ગીતા-મનન," "ગીતા ધ્યાન" અને "ગીતા દર્શન" પણ ધરવામાં આવશે.

ગીતાજી અને આપણાં ઋષિ-સાહિત્યને લગતી આ બધી પ્રવૃત્તિ હવે એવે તબક્કે પહોંચી છે કે એને હવે સ્થાયી રૂપ આપી, ગીતા-સમાજને આધ્યાત્મિક જીવનનું પ્રેરણા ધામ બનાવી એને બૃહદ્ ગુજરાતની સાર્વજનિક મૂડી કરવી. શ્રી ગીતા સમાજને આવો બનાવવા માટે હવે એને પોતાની પ્રવૃત્તિઓને માટે સ્વતંત્ર સ્થાનની અનિવાર્ય જરૂર પડી છે. એ માટે ગીતા સમાજે "શ્રી ગીતા-સમાજ હૉલ" વલસાડમાં બંધાવવાનો શુભ નિશ્ચય કર્યો છે. મુખ્ય કાર્યકરો વલસાડના હોઈને વલસાડમાં જ એ હૉલ બાંધી શકાય એ સમજાય એવી વાત છે. છાચૂનાની ઈમારત ભલે વલસાડમાં બંધાશે પણ એની પાછળ જે ચેતન ભાવના છે તેનો લાભ તો આજસુધી સમગ્ર ગુજરાતને મળતો રહ્યો છે

અને ભાવિમાં પણ મળશે જ. "શ્રી ગીતા–સમાજ હૉલ" બંધાવવા માટે પ્રભુ કૃપાએ જમીનનો પ્લૉટ પણ અનુકૂળ જગ્યાએ ખરીદાઈ ગયો છે. આ હૉલને બંધાવવા માટે લગભગ રૂપિયા ૩૦,૦૦૦ (ત્રીસ હજાર)નો ઓછામાં ઓછો અડસટ્ટો છે. આ હૉલ પરમાત્માની કૃપાથી ગીતા–સમાજની ભાવિ વિરાટ યોજનાનો અમલ કરવાનું તીર્થધામ થશે.

આ ભગવદીય કાર્યને એકયે હાથે પાર પાડી શકે એવા પણ અનેક સજ્જનો બૃહદ્ ગુજરાતમાં આજે છે. ગૂજરાતની આધ્યાત્મિક દાનશીલતા દેશભરમા હમેશા સ્તુતિપાત્ર ગણાઈ છે. આ નિવેદન વાચી કોઈ એક સજ્જનને આ પવિત્ર કાર્યનું પૂર્ણ શ્રેય લેવાની ભગવદીય પ્રેરણા થાય તો કાર્યકરોની શક્તિનો સચય થાય અને તેનો વિશેષ લાભ ગૂજરાતને મળે એ માટે પૂરી વિગતોની ચર્ચા માટે નીચે સહી કરનારને રૂબરૂમાં મળવા બોલાવના અગર તો પત્રવ્યવહાર કરવા વિનતી છે.

અગર જો કોઈ એક ભાઈથી આ કાર્ય ન ઉપાડી શકાય તો ઉપયું બંડોળ ભેગું કરવા નીચેની યોજના સ્વીકારી છેઃ-

જે ભાઈ અગર બહેનને ગીતા–સમાજનાં ભગવદીય કાર્યમાં શ્રદ્ધા હોય, ગીતા સમાજનો ઉદ્દેશ જતકલ્યાણકારી છે એમ જેઓ માનતા હોય, અને આ ઉપરાંત જેમની દાનવૃત્તિને ભૌગોલિક મર્યાદાઓ નડતી ન હોય, કોઈપણ સ્થળની

સુપાત્ર સંસ્થાને આપેલું સાત્વિક દાન જનતા રૂપી સર્વવ્યાપી પ્રભુના ચરણોમાં આપેલી ભાવની પ્રેમાંજલિ છે એવી જેમની પ્રતીતિ હોય તેવાં ભાઈબહેનો આ કાર્ય માટે એકી વખતે રૂા. ૧૦૦૧ કે ૫૦૧ આપી ગીતા. સમાજના પ્રાણદાતા સભ્ય બની, ગુજરાતના આધ્યાત્મિક ઉત્થાનમાં પોતાનો સક્રિય ફાળો આપ્યાનું ગૌરવ લઈ, પ્રભુને આરાધી શકે છે. ગીતા–સમાજ પોતાના આવા દાતાઓની યોગ્ય વ્યાવહારિક કદર કરવા નહીં ચૂકે. પારમાર્થિક કદર તો પ્રભુ કરશે.

ગીતા–સમાજનો સંકલ્પ તો એ છે કે, આવતી પ્રબોધિની એકાદશીને દિને (સંવત ૨૦૦૨ ની કાર્તિક સુદ ૧૧) જનતા જનાર્દનની સેવામા ગીતા-સમાજ હોય બધાવીને સુપ્રત કરવો અને તેજ અરસામાં એમા ગીતા-પરિષદ્ બોલાવવી પ્રભુને આ અમારી નમ્ર પ્રાર્થના છે. સૌ સત હૃદયને અમારી એ વિનંતી છે કે, તેઓ આ કાર્ય માટે આશીર્વાદ દે અને આ મંગળમયી ભાવના મૂર્તિમંત થાય એ માટે અંતર્યામીને પ્રાર્થે. આ સંકલ્પને પૂર્ણ કરવો એ દયાળુ ભગવાનની મરજીની વાત છે. પ્રભુની પ્રેરણા અને સદ્ભાવથી પુરુષાર્થ માટે તત્પર રહેવાનો આપણો અધિકાર છે. योगक्षेमं वहाम्यहंमાં અમારો નીતરો વિશ્રામ રહો એટલું પ્રાર્થીએ છીએ.

શ્રદ્ધા-ભક્તિપૂર્વક તન, મન, ધન, વચનથી આ મંગળ કાર્યમાં સક્રિય સાથ આપવા આપને પ્રેમપૂર્વક આમન્ત્રીએ છીએ. વધુ માહીતી માટે નીચે સહી કરનારને રૂબરૂ મળવા અગર તો મળવા બોલાવવા કે પત્રવ્યવહાર કરવા નમ્ર વિનતિ છે.

| | |
|---|---|
| ગીતા-સમાજ કાર્યાલય, | લિ૦ સેવક, |
| વલસાડ. | **નલિન મ. ભટ્ટ** |
| તા. ૨૭-૫-૪૫ | સંસ્થાપક અને નિયામક<br>શ્રી ગીતા સમાજ |

આપને ત્યાં શ્રી. નલિન મ. ભટ્ટ કૃત શ્રીમદ્ ભગવદ્ગીતા સાધન-ભાષ્ય છે? ઈશાદિ-ઉપનિષત્-પંચક સાધન-ભાષ્ય છે? જીવનદર્શન અને સ્વાધ્યાય-ગીતા છે? ન હોય તો આજે જ વસાવો કેમકે એ ગ્રંથો સિવાય આપની આધ્યાત્મિક પુસ્તકશાળા અધૂરી છે

## ગીતા ભાષ્યની વિશિષ્ટતાઓ

(૧) મહામુનિશ્રી હરિપ્રસાદ વૈદિક મુનિજીનું પ્રેરક જીવન ચરિત્ર

(૨) સંસ્કૃત પદ-ભાષ્યના શબ્દેશબ્દનું શુદ્ધ ગુર્જર ભાષાન્તર

(૩) શુદ્ધ અને શાસ્ત્રીય શ્લોકાર્થ

(૪) દરેક શ્લોક ઉપર શ્રી નલિન મ. ભટ્ટ કૃત વિસ્તૃત, સરળ, સરસ, હૃદયગમ, નવી જ ભાત પાડતુ ગુજરાતી સાધન ભાષ્ય

(૫) નવો જ પ્રકાશ પાડતી પ્રસ્તાવના

(૬) શુદ્ધ સ્વદેશી=ખાદીના કાગળો ઉપર પહેલી જ વાર આપણું ધર્મ પુસ્તક

(૭) ત્રણ વિભાગો મળીને ૧૬૫૦ ડેમી સાઈઝના પાના અને છતા પડનાર કિંમતથી પણ એક રૂપિયો ઓછી કિંમત

(૮) ત્રણ વિભાગો મળીને મૂલ્ય ફક્ત રૂા ૫-૪-૦, મોકલવાનો ખર્ચ જૂદો

(૯) બૃહદ્ ગુજરાતના અનેક શિષ્ટ વિદ્વાનોએ એકમતિથી સંગ્રાહ્ય તરીકે આ ભાષ્યને અપનાવ્યુ છે

શ્રી નલિન મં. ભટ્ટ કૃત

## ઈશાદિ-ઉપનિષત્ પંચક-સાવન ભાષ્યની વિશેપતાઓ



(૧) વિસ્તૃત અને નવો જ પ્રકાશ પાડતી પ્રસ્તાવના.

(૨) પ્રત્યેક ઉપનિષત્‌નો મૂળ મંત્ર, શબ્દે શબ્દનો શાસ્ત્રીય સરળ અર્થ. પ્રત્યેક મંત્રનો સમગ્ર વાક્યાર્થ.

(૩) પ્રત્યેક મંત્રના ઉપર શુદ્ધ, વિસ્તૃત, સરળ, ભાવવાહી, લલિત અને મનોરમ ગુજરાતી સાવન ભાષ્ય

(૪) લગભગ ૪૦૦ પાનાનો આ ગ્રંથ પણ પડતર કિંમતે જ જનતાના હિતાર્થે પ્રકટ કરવામાં આવ્યો છે. કિંમત માત્ર રૂા. ૨-૮-૦ (મોકલવાનો ખર્ચ જૂદો)

(૫) આ ભાષ્યોને પણ વિદ્વાનોએ એકમતિથી સર્વોત્તમ તરીકે સ્વીકાર્યા છે. ઉભય પુસ્તકોનો સેટ આજે જ મંગાવો. વધુ માહિતી માટે રૂબરૂ મળવા અગર પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

## જીવન-દર્શનની વિશેષતાઓ

(૧) જીવનમાત્રને સ્પર્શતા-મૂળભૂત સિદ્ધાન્તો-અહિંસા-સત્ય-અસ્તેય-વગેરે યમનિયમોની શાસ્ત્રીય અને વ્યવહારુ મીમાંસા

(૨) શ્રી. ભટ્ટ કૃત મૂળ સંસ્કૃત શ્લોકો, તેનું શુદ્ધ સરળ ભાષાન્તર અને વિસ્તૃત ગુજરાતી સાધન ભાષ્ય.

(૩) આ ક્રાન્તિ યુગને સમજવાને માટે આ ગ્રંથનો અભ્યાસ અનિવાર્ય છે.

(૪) ગીતા-ઉપનિષદો-વેદાન્ત વગેરેને અને તે દ્વારા આખીય ભારતીય સંસ્કૃતિને સમજવા માટે આ પુસ્તક માર્ગદર્શક નીવડે છે.

(૫) ભાવિ જગતની રચના માટે નવો જ પ્રકાશ પાડતી પ્રસ્તાવના.

(૬) ઉચ્ચ, ભવ્ય, સુન્દર, વિચારોની એકત્ર, સળંગ ન્યાયસુસંગત સરણિ.

(૭) કિંમત રૂા. ૨-૦-૦ (પાકતર) પોસ્ટેજ જુદું.

ત્રણેય પુસ્તકોનો સેટ આજે જ મંગાવો. વધુ માહિતી માટે રૂબરૂ મળવા અગર તો પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

શીતળા શેરી,
વલસાડ.

નલિન મ. ભટ્ટ

# સ્વાધ્યાય ગીતાની વિશેષતાઓ



(૧) ગીતાજીનું સ્વાધ્યાય દૃષ્ટિએ આમાં શુદ્ધ મુદ્રણ છે.

(૨) મનન કરવાની અનુકૂળતા થાય તે માટે વિચારનું એકમ સ્વીકારી શ્લોકોની ગોઠવણી આપી છે.

(૩) ખૂબ જ પ્રામાણિક ગુજરાતી અર્થ આપવાનો પ્રયત્ન છે.

(૪) આમાં ન્યાસ, ધ્યાન, માહાત્મ્ય વગેરે પણ આપવામાં આવ્યાં છે.

(૫) ખીસ્સામાં રહી શકે એવી આ આવૃત્તિનો રૂપ-રંગ ઉઠાવ સુંદર અને આકર્ષક છે.

(૬) પડતર કિંમત ફક્ત ૦-૧૨-૦ છે. શુભાશુભ પ્રસંગે લ્હાણી કરવા જેવાં આ પુસ્તકની સામટી પ્રતો ખરીદીને પણ ગીતા સમાજને સુંદર મદદ થઈ શકે છે.

તા. ક:—ગીતા શ્રવણ બાદ "ગીતા મનન" અનુકૂળતા મળતાં વેંત પ્રકટ કરવામાં આવશે. 'ગીતા મનન' ગીતા શ્રવણને અંતે પરિશિષ્ટમાં આપેલા પ્રશ્નોના હૃદયંગમ ઉત્તર રૂપે હશે. વધુ માહિતી માટે રૂબરૂ મળવા અગર પત્રવ્યવહાર કરવા વિનંતિ છે.

નલિન મ. ભટ્ટ



## ઋણ સ્વીકાર

'શ્રી હરિપ્રસાદ ગ્રંથમાળા' શરૂ થયા બાદ એવા અનેક અનુભવો કાર્યકરોને થયા છે કે જેમને ચમત્કારની કોટિમાં મૂકીએ તોપણ બુદ્ધિદોષ ન ગણાય. ધીરે ધીરે પણ દૃઢપણે કાર્યકરોની એ શ્રદ્ધા વધતી જાય છે કે ભગવાનનાં સાચાં કાર્યની ફિકર ભગવાનને જ છે. પ્રેમાવતાર શ્રીકૃષ્ણચંદ્રનાં પ્રેમૌદાર્યની સીમા ભગવતી ગીતામાં છે. ભાગ્યે જ મુનિવ્રત છોડતા પરમાત્માની ભગવતી ગીતામાં એટલી બધી તો પ્રતિજ્ઞાઓ છે કે, ભગવાનમાં થોડીઘણી તત્પરતા કેળવવાનો મંદતમ પ્રયત્ન કરનારને પણ તેમની સચ્ચાઈની વારંવાર પ્રતીતિ થાય છે. 'ગીતા-શ્રવણ' માટે પણ એવો જ અનુભવ થયો.

'ગીતા-શ્રવણ'ની કલ્પના પણ એક રાતે અચાનક સ્ફુરી. સૂતાં સૂતાં ઉપનિષદની એક સુંદર લીટી મનમાં રમતી હતી: '**आत्मा वा अरे अयं द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः। आत्मनि खलु दृष्टे सर्वमिदं विज्ञातं भवति**'—આ જ્ઞાનનો વિચાર મનમાં રમતો હતો ને અચાનક જ એમાં વિષયનો સહેજ વળાંક આવ્યો: '**गीता वा अरे इयं द्रष्टव्या श्रोतव्या मन्तव्या निदिध्यासितव्या। गीतायां खलु दृष्टायां सर्वमिदं विज्ञातं भवति**' આત્માનાં દર્શન માટે શ્રવણ એ પહેલું પગથીઉં છે; મનન બીજું, નિદિધ્યાસન ત્રીજું અને ચોથું દર્શન એ ત્રણનાં પરિણામરૂપ છે.

ગીતાનુ દર્શન પણ શ્રવણ, મનન, અને ધ્યાન અનિવાર્ય-પણે થાયે છે.

બસ રાત્રિનો આ વિચાર પ્રભાત થતા વધુ પ્રસન્નપણે હૃદયમા સતત ફરકવા લાગ્યો, અને જાણે અદરથી જ કોઈ પ્રેરણા કરી રહ્યુ હોય તેમ 'ગીતા-શ્રવણ' લખાતુ ગયુ એક બાજુ લેખન થતું ગયુ તો બીજી બાજુ મનમા એ પણ સ્ફુર્યું કે આને જનતા સમક્ષ મૂકવુ કેવી રીતે? સાતમો અધ્યાય પૂરો થતા વેત ટપાલીએ આવીને હાથમા એક પરબીડિયુ મૂક્યુ તે ફોડતા વેત ભગવાનની નિસીમ કરૂણાનો અનુભવ થયો હજી તો 'ગીતા-શ્રવણ'નો સાતમો અધ્યાય જ પૂરો થયો હતો ને ભગવાને જાણે લુડી જેવી ભરી આપી!

એ પત્ર કોનો હતો? એ પત્ર હતો છોટાઉદેપુરના મહારાઉલ માન્યવર કુમારશ્રી રાયસિંહજી ચદ્રસિંહજીનો. એ ગીતાપ્રેમી મહામના પુરૂષની સાથે અમારો પરિચય નહીં જેવો જ. આજે પણ અમોએ એકબીજાને પ્રત્યક્ષ જોયા નથી, પણ પ્રભુનો કાઈ એવો જ સકેત કે પરસ્પરના દર્શન વિના પણ આ ઈશ્વરીય કાર્યમા પરમાત્માએ એમને નિમિત્ત બનાવ્યા 'ગીતા-શ્રવણ'ને છપાવી જનતા સમક્ષ પડતર કિંમતે ધરવા દાનની ભાવનાથી એમણે શ્રી ગીતા-સમાજને રૂા. ૧૦૦૧)નુ દાન કર્યું. શ્રી ગીતા-સમાજના પ્રાણદાતા સભ્ય બની એમણે આ ભગવદીય સાહિત્યને ઘર ઘર પહોચાડવામા લક્ષ્મીનો ઉત્તમોત્તમ વ્યય કર્યો

આ પછી તો અમારી વચ્ચે અનેક પત્રોનો વારવાર વિનિમય થયો. એ બધા ઉપરથી એમની મધુર સુજનતા,

ગજવંશીઓમાં મઝે ને અપવાદ અને અકસ્માત ગણાય એવી વિનયનમ્રતા, સમર્પણમયતાની ઉત્કટ ભાવના અને સર્વત્ર ઈશ્વિરનો સદ્ભાવ જોનાં શીખવાની નિર્મળ ઉલ્લાસમયતા વગેરે મંગળમય બાબતોનો ઠીક ઠીક પરિચય થયો.

શ્રી ગીતા-સમાજને એક હજાર ને એક રૂપિયા બ્રહ્માર્પણ દ્વારા ગૂર્જરાતની ગીતા-પ્રેમી જનતાની આધ્યાત્મિક સેવા માટે નિમિત્ત કરવા માટે એઓશ્રી પ્રભુનો પાડ માને. શ્રી ગીતા-સમાજ એમનું ભદ્ર ઈચ્છે છે. પરમાત્મા એમની આધ્યાત્મિક ઝંખના તોષે એટલું પ્રાર્થી એમનું સહકુટુંબ મંગળ ઈચ્છી વિરમીએ છીએ.

૩૧-૫-૪૫ }
વલસાડ }

મંગલાકાંક્ષી,
નલિન મ. ભટ્ટ



## 'ગીતા-શ્રવણ'નું સામાન્ય વક્તવ્ય

( ૧ ) પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી 'શ્રી ગીતા-શ્રવણ' ગ્રંથ ગૂજરાતની ગીતાપ્રેમી જનતા સમક્ષ ધરતાં આનંદ થાય છે. 'શ્રી હરિપ્રસાદ ગ્રંથમાળા'નું આ તેરમું પુસ્તક છે. આ ગ્રંથમાળાનો વિકાસ અને તેમાંથી ફળેલી શ્રી ગીતા-સમાજની તાત્કાલિક ભાવિ યોજના અન્યત્ર આપી છે. દરેક ગીતાપ્રેમીને તે આદિથી અંત સુધી વાંચી જવા વિનંતી છે.

( ૨ ) 'શ્રી હરિપ્રસાદ ગ્રંથમાળા' યોજના દ્વારા ગૂજરાતમાં આર્ય સાહિત્યના ઉપર અને તેમાય ખાસ કરીને પ્રસ્થાનત્રયીના ઉપર સ્વતંત્ર મૌલિક ભાષ્યો રચી આપણા વિરાટ્ વિદ્યા વારસાને ઘર ઘર ઓછાં મૂલ્યે પહોંચાડવાની મંગળ આકાંક્ષા છે. એ યોજના દ્વારા અત્યાર સુધીમાં શું થઈ શક્યું છે અને ભવિષ્યમાં એની શી કલ્પના છે તે અન્યત્ર દર્શાવ્યું છે.

( ૩ ) 'ગીતા-શ્રવણ' પછી 'ગીતા-મનન' અને ત્યારબાદ 'ગીતા-ધ્યાન' અને છેવટે 'ગીતા-દર્શન' પ્રજા સમક્ષ મૂકવાની શુભાશા છે. ભગવાનની આ અનુપમ વાણીની જેટલી રીતે છણાવટ થાય તેટલી રીતે કરવાની જરૂર છે; કેમકે ભારતીય પ્રજાનાં ઉત્થાનનો પાયો આધ્યાત્મિક જીવન છે. આધ્યાત્મિક જીવનનો પાયો દૈવી-શક્તિઓનો સંગ્રહ અને વિકાસ છે. ભગવતી ગીતા એ

દૈવીશક્તિનો જીવનમાં અભંગપણે સંચાર કરનારું અપૂર્વ શક્તિનો ઝરો છે. ગીતાનો આચારમાં અવતાર એટલે દૈવીશક્તિની અખંડ અને અનૂઠ ઉપાસના અને આરાધના. નરે જો નારાયણ બનવું જ રહ્યું છે તો પછી ગીતાનો સ્વાધ્યાય, શ્રવણ, મનન, ધ્યાન, દર્શન અને આચાર અનિવાર્ય જ છે. આ દૃષ્ટિએ આ પ્રયત્ન છે.

(૪) શ્રી ગીતા-સમાજની આ પ્રવૃત્તિમાં આજસુધી અનેક ભાઈબેનોએ તન, મન, ધન, વચનની ઉદારતાપૂર્વક સહાય આપી છે. એ બધાંય ધન્યવાદને પાત્ર છે ભાવિમાં પણ આ પ્રવૃત્તિને ગૂર્જરતને ગામેગામ પહોંચાડી પ્રજા-જીવનને સ્પર્શતી કરવા માટે સેંકડો ભાઈબેનોની તન, મન, ધનથી ભક્તિપૂર્વક સેવાની અપેક્ષા છે. ભગવાને જેને જે શક્તિ આપી હોય તે દ્વારા તે યથાશક્તિ પ્રેમ-પૂર્વક આને સાથ આપો એટલી વિનતી છે.

(૫) સેંકડો ભાઈબેનોની મદદ છે તે બધાનો વ્યક્તિગત ઉલ્લેખ કરવો અશક્ય છે છતાંય એક વ્યક્તિનો ઉલ્લેખ કર્યા સિવાય રહેવાતું નથી. અને તે વ્યક્તિ તે પૂ. શ્રી હીરાલાલ રણછોડદાસ મુનીમ. આ વયોવૃદ્ધ, સદાચારવૃદ્ધ, તપોવૃદ્ધ અને ગીતાપ્રેમી પુરુષને ૭૫ વર્ષની નમેલી ઉમરે પણ ગીતાજીને માટે એક નિષ્ઠાથી મુંબઈમાં કાર્ય કરતા જોઈએ છીએ ત્યારે અમારો યૌવનોન્માદ ગળી જાય છે, એમને અંતરથી નમન થઈ જાય છે. 'શ્રી ગીતા-સમાજ'ને એમણે અનેક રીતે સહાય કરી છે. પ્રભુ એમને દીર્ઘાયુઃ કરી આ સત્પ્રવૃત્તિમાં દત્તચિત્ત રહેવાનું બળ આપો એમ પ્રાર્થીએ છીએ.

(૬) 'શ્રી ગીતા-સમાજ'ની પ્રવૃત્તિ અંગે અમારી સાથે નિઃસ્વાર્થ ભાવે બધુંય કામ પ્રસન્ન ચિત્તે કરવાની તત્પરતા સેવતા અને આ ગ્રંથ અંગે પ્રુફ સંશોધનમાં પોતાની સેવા આપનાર મારા મિત્ર ભાઈશ્રી નગીનદાસ છબીલદાસ પારેખનો ઋણ સ્વીકાર કરી વિરમીએ છીએ.

૩૧-૫-૪૫<br>વલસાડ

નલિન મ. ભટ્ટ



## શ્રી 'ગીતા-શ્રવણ'નું વિશેષ વક્તવ્ય

આપણો અનુભવ છે કે, માણસ પોતાનાં સિવાયનાંને વિષે વધારેમાં વધારે અને ખુદ પોતાને વિષે ઓછામાં ઓછુ જાણે છે; એટલું જ નહીં, માણસનો સ્વભાવ જ આ આત્મઘાતી ટેવને લઇને અમગળ થઈ જાય છે સીધી વાત તો એ છે કે, આ દુનિયામાં સૌથી અગત્યની પોતાની જાત છે, પોતા પૂરતું એ વિશ્વનું મધ્યબિંદુ છે. એને જ જાણવાની મુખ્ય જરૂર છે. એને જાણવાથી બીજું બધુ એની મેળે જણાય છે. જાતનો જાણકાર કદાચ જગતને ન જાણે તો કશું ગુમાવતો નથી; પણ જગત આખાનો જાણકાર જો જાતનેજ ન જાણે તો તે કશુ મેળવતો નથીઃ એટલુ જ નહીં, તે બધું જ ગુમાવે છે. જાતનેજ ન જાણનાર અને આખાં જગતને લગતી સંપૂર્ણ માહિતી ધરાવનાર માનવ કરુણરસની પ્રત્યક્ષ મૂર્તિ છે. જીવતીજાગતી પુસ્તકશાળા સમો એવો માનવ કુદરતના નિર્દય હાસ્યરસની એક લહરી સમો છે.

જાતને પૂરી પારખતાં જગત અને જીવનનો જટિલ કોયડો, સેરવણા ગાંઠની પેઠે, સરળતાથી ઉકલી જાય છે. માણસજાતે જાતને ઓળખવાની આરાધના ઓછી કરી છે અને તેથી તે અસહ્ય અને અનંત યાતનાઓ ભોગવી રહી છે. યાતનામય જીવન જ એને જાણે સ્વાભાવિક લાગી રહ્યું છે।

જેમ વ્યક્તિને તેમ આખી પ્રજાની પ્રજાને આ પોતાનાં સિવાયનાં બધાંને વિષે ઘટતું-અઘટતું, જોઈતું-ન જોઈતું જાણવાની ઇંતેજારીનો રાજરોગ લાગુ પડેલો છે. વ્યક્તિ અને સમષ્ટિના આ બહિર્મુખ જીવનવલણને લઈને માણસજાતે પોતાની મંગળમયતાનું લીલામ કરી મૂક્યું છે, સંતત્વને દેશવટો દીધો છે, શાન્તિ અને સમાધાનનું શ્રાદ્ધ કરી મૂક્યું છે, દેવને દફનાવી દઈને દૈત્યને છૂટો મૂક્યો છે!—અને એનું પરિણામ પણ જગતને ક્યાં અજાણ્યું છે?

ભારતની વ્યક્તિ અને સમષ્ટિની સદીઓથી આરાધના છે તે આ જાતને જાણવા માટે છે. ભારતે એની સિદ્ધિ માટે ભારે પુરુષાર્થ કર્યો છે; તેમાં એને મહાસિદ્ધિઓ સાંપડી છે. એ સ્વાનુભવની સિદ્ધિ એણે વારસામાં સોંપી છે કે, હે મનુષ્ય! જો તારે જીવનની ધન્યતા જ કેળવવી હોય તો—**आत्मा वा अरे अयं द्रष्टव्यः**—તારે તારી જાતને અવશ્ય જાણવી જોઈએ. **तमेव एकं जानथ आत्मानं, अन्या वाचो विमुञ्चथाः, अमृतस्य एषः सेतुः।** તે એક આત્માને જ જાણો. બીજી વાતો છાંડો. એ આત્મા અમૃતનો સેતુ છે. જાતને જાણવા ઉપર જ આટલો ભાર મૂકનાર ભારતનું ઋષિહૃદય જોઈ શક્યું કે જગતને નરકાગાર ન બનાવતાં નન્દનવન બનાવવું હોય તો આ એક જ ઉપાય છે, એક જ માર્ગ છે. આજે અગર તો સદીઓ પછી પણ એ રસ્તે જ જવું પડશે.

આ દર્શનને પરિણામે ભારતે આત્મદર્શન માટે ઊંડી ખોજ કરી આત્માના પ્રદેશમાં જવા માટે તેણે પહેલાં શ્રવણનું પગથિયું શોધ્યું. મુંબઈ જોવા જેવું હોય અને જેણે તેને જોયું હોય એવો માણસ જેણે મુંબઈ ન જોયું હોય તેની આગળ વર્ણન કરે તો સાંભળનારને પણ જોવાની ઇચ્છા થાય. આત્મા જોવા જેવો છે. જેણે એને જોયો છે તેવો માણસ, જેણે એને નથી જોયો તેવા માણસ સમક્ષ એનું વર્ણન કરે તો સાંભળનારને અવશ્યમેવ એને જોવાની ઉત્કંઠા થાય. આપ્ત પુરુષ પાસેથી આત્માને લગતું વર્ણન સાંભળવાથી આત્માને સાક્ષાત્ કરવાની ઉત્સુકતા પેદા થાય છે. આ ઉત્સુકતા એ મંગળમયી વસ્તુ છે; કેમકે એ જ છેવટે આત્માનું દર્શન કરાવે છે.

શ્રવણ અને દર્શન વચ્ચે મનન અને ધ્યાન નામનાં બે પગથિયાં છે. સાંભળેલી વસ્તુ વિષે બુદ્ધિપૂર્વક વિચાર કરી, તે વસ્તુનાં તત્ત્વને સાધકબાધક યુક્તિઓ દ્વારા ચકાસી સહાયક સાધક યુક્તિઓનો સ્વીકાર કરવો, બાધક યુક્તિનો નિરાસ કરવો અને તત્ત્વ વિષે માનસિક નિઃશંકના મેળવવી એટલે મનન છે. બુદ્ધિના બળવાને-શંકાના વાવંટોળને-દાબી ન દેતાં તેનું સમાધાન કરવું અને એ રીતે સમજમાંની કાંકરીને સદાને માટે દૂર કરવી એ મનનનું ધ્યેય છે.

મનન દ્વારા તત્ત્વ વિષે માનવ નિ:શંક બને છે અને પછી તન્ત તત્ત્વ હોઇને જ ધ્યાન યોગ્ય છે એમ માનતો

થતાં તત્ત્વનું નિરંતર અનુસંધાન થાય એવી પેરવી તે કરે છે; એવો જ પોતાનો જીવનક્રમ તે ગોઠવે છે. ધ્યાનને અનુકૂળ મન, સતીની જેમ પતિમાં તેમ, એકભક્તિવાળું થાય છે. ધ્યાનના નિરંતર એકતાન પ્રવાહને લઈને હૃદય કુલીન અને નિર્મળ મણિ જેવું થઈ જાય છે. અંતરનાં ઊંડાણમાં યુગોથી દટાઈ રહેલું પેલું આત્મતત્ત્વ આમ યતાં ઉપર આવે છે અને તેના દર્શનથી તે તન્મય થઈ જાય છે. માણસની હૃદયગુહામાં પ્રસુપ્ત રહેલો નૃસિંહ જાગૃત થતાં તેનું જીવનવન નિર્ભય બની જાય છે, ઇતિર પશુઓનો કોલાહલ હંમેશને માટે પ્રશાંત થઈ જાય છે અને નિર્ભય, પ્રશાંત, સુખ-શાંતિ-સમાધાનમય, કર્મણ્ય જીવન એ ધન્યતાની અવધિ છે।

ગીતાનુ શ્રવણ, મનન, ધ્યાન અને દર્શન માણસને નૃસિંહ બનાવવામા અનુપમ માર્ગદર્શક થાય છે. આથી 'શ્રી ગીતા-સમાજે' એને શ્રવણ, મનન, ધ્યાન અને દર્શન એ ચાર વિભાગમાં છણવાની આશા રાખી છે. પ્રભુ એ સંકલ્પને પાર પાડો! સૌ સતો આ સંકલ્પને આશીર્વાદ આપી સમૃદ્ધ કરો એટલું વિનતી—

पठन्तु साधवः सर्वे पठन्तु गृहमेधिनः ।
पठन्तु व्रतिनः सर्वे भवन्तु कर्मयोगिनः ॥

આટલું અંતર્યામીને પ્રાર્થી વિરમીએ છીએ.

૩૧-૫-૪૫
વલસાડ

નલિન મ. ભટ્ટ

ૐ

# અનુક્રમણિકા



# અર્પણ પત્રિકા

वदनं प्रसादसदनं; सदयं हृदयं; सुधामुचो वाचः ।
करणं परोपकरणं शंकर ! ते; कथं न वंद्योऽसि ॥

ॐ

પ્રિય ભાઈ

આચાર્ય શ્રી શંકરપ્રસાદ ઉત્તમરામ શુકલ

ની

અમર આત્મકલાને

સપ્રેમ

સ

મ

ર્પિ

ત

ॐ



# શ્રી ગીતા–શ્રવણ

પૂજ્યપાદ ગુરુદેવની પવિત્ર સેવામાં—

આપનો કૃપાપત્ર મળ્યો. ગીતાજીના અર્થનું શ્રવણ, મનન, ધ્યાન અને દર્શન કરવા માટે આપ સૂચવો છો એ તો ઠીક, પણ મારી મેળે એ હું કરી શકું એવી મારી શક્તિ નથી. આથી આપ જ કૃપા કરીને મને એ માર્ગે દોરો.

આપનો પત્ર મળતાં વેત હું એક વખત આખી ગીતા જોઈ ગયો. એની ભાષા મને સહેલી લાગી, રમણીય પણ લાગી. પણ મને તેમાં કશું ન સમજાયું. અને વિના સમજે હું એને વાંચું એ તો આપ પણ ન જ ઇચ્છો.

વળી આજકાલ ગીતાજી વિષે લોકમત પણ ખૂબ જ જાગૃત છે. નાનાં બાળકથી માંડીને મહાત્મા સુધી સૌમાં ગીતાજી માટે આદરભાવ છે. તેની ભારે પ્રતિષ્ઠા છે. મને

પણ એને માટે અંદરથી કાંઈ અસ્પષ્ટ, અગમ્ય છતાં અદમ્ય આકર્ષણ થઈ રહ્યું છે. પણ દર્શનમાં પરિણમે એવો અભ્યાસ જાતે કરી લેવાની મારી શક્તિ નથી. આથી આપનું શરણ ખોળું છે, આપ મને એ માર્ગે દોરો. ગુરુ વિના જ્ઞાન નથી એ લોકોક્તિ મને પણ હવે સાચી લાગે છે. આથી હું આપની કને પત્રદ્વારા શિષ્ય ભાવે પહોંચું છું અને વિનંતિ કરું છું કે મારા જેવા સામાન્ય સમજવાળા માણસને પણ સમજાય એવી રીતે ગીતાજીનો અભ્યાસ કરાવશો.

આપનો.........

આયુષ્માન્ ભાઈ,

તમારો પત્ર મળ્યો. તમારી મૂંઝવણ સમજી શક્યો છું. દર્શનમાં પરિણમે એ જાતનો ગીતાનો અભ્યાસ કરવાની રુચિ થાય એ ભાવિ કલ્યાણનું ચિહ્ન છે.

ભાષાની દૃષ્ટિએ ગીતા સહેલી છે, રમણીય છે એટલું જ નહિ પણ અર્થની દૃષ્ટિએ પણ એ સરલ છે, રમણીય છે. પણ એની અર્થની દૃષ્ટિએ સુન્દરતા કેવળ બુદ્ધિથી સમજાય એવી નથી. ગીતા મુખ્યત્વે આચારગ્રંથ છે. આથી એના દર્શનાન્ત અભ્યાસની ખરી ખૂબી આચારભૂમિકાએ જણાશે. ભારે બુદ્ધિવૈભવ કરતાં, થોડી પણ આચરણમાં મૂકવાની તમન્ના ગીતાજીને વધારે ભાવે છે. આમ એકલાં ગીતાજી જ નહિ, જે જે મહાન જીવનમંથો હોય તે તમામનું સાચું અર્થસૌંદર્ય, આચાર-

થી જ સમજાય એવું હોય છે. હા, એટલું સાચું કે આચારક્રાન્તિ પહેલાં વિચાર ક્રાન્તિ માગે છે. અને વિચારક્રાન્તિ જીવનના સાચા સિદ્ધાન્તોનું શ્રવણ વગેરે ઇચ્છે છે. આપણાં ઉપનિષદો પણ કહે છે કે "आत्मा वा अरे अयं द्रष्टव्यः श्रोतव्यः मन्तव्यः निदिध्यासितव्यः"– આ આત્મા ખરો જોવા, સાંભળવા, વિચારવા અને ધ્યાન કરવા યોગ્ય છે. આનો ટૂંક અર્થ એ કે જેણે જીવનનું સાચું દર્શન પામવું હોય તેણે પહેલાં શ્રવણ કરવું, પછી મનન કરવું, ત્યારબાદ ધ્યાન ધરવું અને છેવટે દર્શન કરવું કેમકે ધ્યાનની જ હદ તે દર્શન છે. તમને ગીતાજીનો અર્થ જાણવાની રુચિ છે. મારામાં વિશ્વાસ છે. તો પહેલાં તો હું તમને ગીતાજીનું અધ્યાયવાર શ્રવણ કરાવીશ.

તો શ્રવણ એટલે શું? સાંભળવું એવો એનો સાદો અર્થ છે. પણ અહીં એનો ખાસ અર્થ છે. આપણને જેનામાં વિશ્વાસ હોય અને તે ઉપરાંત જેણે પદાર્થોનો અનુભવાત્મક સાક્ષાત્કાર કર્યો હોય એવા મનુષ્ય પાસે બેસી, જે ગ્રંથ સાંભળવા ઇચ્છા હોય તેનું, શબ્દતઃ અને અર્થતઃ અધ્યયન એટલે શ્રવણ. શબ્દાર્થ યથાર્થ એટલે કે સત્ય હોવો ઘટે. આપણે જ્યારે અનુભવની ભૂમિકા ઉપર ચઢીએ, ત્યારે શીખેલો શબ્દાર્થ અગ્નિમાં તપાવેલાં સુવર્ણની પેરે, વધારે ને વધારે નિર્મળ પ્રતીત થવો જોઇએ. આનો અર્થ એ થયો કે શ્રવણની કસોટી સાક્ષાત્કારમાં છે. સાંભળેલો પદાર્થ જ્યારે નજરોનજર જોવામાં આવે ત્યારે સાંભળેલામાં આપણે મીનમેખ પણ ન કરવી પડે–તફાવત

ન કરવો પડે ત્યારે શ્રવણ યથાર્થ છે એમ સમજવું. આ અર્થમા સામગ્રીમા સય જીવનમા ક્રાન્તિ આણે છે. મનન વગેરે અર્થ યોગ્ય વખતે બતાવવામાં આવશે.

ઉપલા અર્થમાં ગીતાજીનું શ્રવણ કરાવવાની મારી પણ ઉમેદ છે. વળી તમે અનેક ઉપાધિઓમાં જકડાયેલા રહો છો. આથી તમને ગીતાજીના દરેક શબ્દનો પૂરો અર્થ જાણવાની ફુરસદ ન હોય એ સમજાય એમ છે. આથી એક એક આખા અધ્યાયનું ટૂંકમાં અર્થદોહન તમારી સમક્ષ રજૂ કરીશ અધ્યાયના શ્લોકોનો પણ સળગ વિચારતું એકમ સ્વીકારી તે યોગ્યે અર્થ બતાવીશ. આમ કરવાથી તમને મનનમા અનુકૂળતા આવશે. આ બધુ કરવાને માટે આપણે પણ આરંભમાં ભાગવતકારની માફક પ્રાર્થીએ કે—

"धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि" અર્થાત્ પોતાના તેજથી જેણે હંમેશને માટે અસત્યને જમીનદોસ્ત કર્યું છે એવા પરમસત્ય પરમાત્માનુ અમે ધ્યાન ધરીએ છીએ.

લિ શુભેચ્છક............

આયુષ્માન્ ભાઈ,

આજથી હવે જેમ જેમ મને વખત મળશે તેમ તેમ હું તમને પત્ર દ્વારા ગીતાના અર્થનું શ્રવણ કરાવીશ.

ગીતાજીનું આખુ નામ તો "શ્રીમદ્ ભગવદ્–ગીતા–ઉપનિષદ્" એવું છે. તેનો સાદો અર્થ "શ્રીમાન્ ભગવાને ગાયેલી ઉપનિષદ્" આટલો થાય છે આ પૈકી 'શ્રીમાન્'

એ ભગવાનનું અને 'ગાયેલી' એ ઉપનિષદનું વિશેષણ છે. શ્રીમાન્ એટલે શ્રીવાળા–શ્રીના માલિક શ્રી એટલે લક્ષ્મી, સૌન્દર્ય, કાન્તિ, અને છેવટનો અર્થ પ્રકૃતિ રૂપી શક્તિ. અને ભગવાન જ સાચા અર્થમાં શ્રીમાન હોઇ શકે. ભગવાન એટલે ભગના સ્વામી ભગ શબ્દનો સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એવો અર્થ થાય છે. ઉપનિષત્ એટલે જીવનનુ રહસ્ય જ્ઞાન. અર્થાત્ જેમાં ભગવાને પોતે શ્રીમુખે જીવનનુ રહસ્ય ગાન ગાયુ છે તેને શ્રીમદ્ ભગવદ્ ગીતા ઉપનિષત્ કહેવામા આવે છે અને સર્વજ્ઞ ભગવાને જાતે એ જ્ઞાન આપેલુ હોવાથી એમા સંશય કે ભ્રાન્તિને માટે અવકાશ નથી વેદ, બાઇબલ, કુરાન વગેરે ધર્મના બીજા ગ્રથોને તો પરમાત્માએ ઋષિહૃદયમા સ્ફુરાવ્યા. પરતુ આને તો પરમાત્માએ, સ્વય સ્ફુરિત કર્યો આથી આ ગ્રથની પ્રામાણિક શ્રેષ્ઠતા માટે બે મત હોઈ ન શકે ત્યાર બાદ લોકોએ અને ભક્તોએ આદરભાવ, પ્રેમ અને સગવડને માટે આખા નામને ટૂકાવી 'ગીતા' એટલુ કાયમ રાખ્યુ અને હવે તો એ એ નામે જ પ્રસિધ્ધ છે.

વળી આ ગીતા–ઉપનિષદ્ ભગવાને ગાયેલી છે. ભક્ત અર્જુને સાભળેલી છે. મુનિઓમા શ્રેષ્ઠ વ્યાસજીએ ગ્રથરૂપે ગૂથેલી છે વ્યાસની કૃપાએ દિવ્ય દૃષ્ટિ પામેલા સંજયે અધ સમ્રાટ્ ધૃતરાષ્ટ્રને કહેલી છે. અને વ્યાસના શિષ્ય વૈશમ્પાયને અભિમન્યુના પૌત્ર રાજા જનમેજયદ્વારા જગતમા પ્રચલિત કરેલી છે.

ગીતાજીના અઢાર અધ્યાયો છે સાતમો શ્લોકો છે.

આ પૈકી આખો પહેલો અધ્યાય અને બીજા અધ્યાયના પહેલા દસ શ્લોકો ઉપોદ્ઘાતરૂપ છે. શ્રીકૃષ્ણ ભગવાનની વાણીના અવતરણ માટે વ્યાસ ભગવાને એ શ્લોકો રચેલા છે. વળી વચ્ચે અને છેવટે અર્જુન અને સંજયની ઉક્તિરૂપે પણ કેટલાક શ્લોકો છે. તે શ્લોકો વ્યાસજીએ ભગવાનની વાણીના સંયોજન માટે તથા ગ્રંથના ઉપસંહારની સુન્દરતા અને ઉચિતતા માટે રચેલા છે.

હે પ્રિય! ગીતાજીનું આ ચિત્ર, રણભૂમિના પડદા ઉપર, જીવનના મહાકલાકાર શ્રીકૃષ્ણચન્દ્રે દોરેલું છે. ભારતીય મહાસંગ્રામના આરંભની પળ આવી રહી છે. કુરુક્ષેત્રની લોહીતરસી ભૂમિમાં, કૌરવો અને પાંડવો, પોતપોતાની વિરાટ સેના લઈને, લોહી રેડવા તલસી રહ્યા છે. બધા અર્થમાં આંધળા ધૃતરાષ્ટ્રને આ લડાઈ ગમતી નથી. તે મનોનેત્રથી આ લડાઈમાં કુલનાશના ભયંકર ભાવિ ચિત્રને જોઈ રહ્યા છે. તેના લોભાંધ હૃદય ઉપર પળ વાર કુટુંબ વત્સલતા વિજય મેળવે છે. કોઈ પણ રીતે આ કુટુંબ કલેશ ટળે એવું તેમના હૃદયમાં લાગી રહ્યું છે. ઘર બેઠાં બેઠાં રણભૂમિ ઉપર શું બની રહ્યું છે તેનો વૃત્તાંત નિવેદિત કરવા વ્યાસે સંજયને દિવ્યદૃષ્ટિ આપી તેમની પાસે બેસાડયા છે. સમગ્ર કુટુંબના નિઃશેષ નાશની કલ્પનાથી અકળાઈ રહેલા, છેલ્લી ઘડીના કોઈ અણધાર્યા કલ્યાણી વિચારથી વખત છેને સંગ્રામ અટક્યો હોય એવું ઇચ્છતા, ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે હે સંજય! આ બધા પિતરાઈઓએ રણભૂમિમાં શું કર્યું તે મને કહો. સંજય કહે કે હે રાજન્! આપને શું કહું? જે આપ

નથી ઇચ્છતા તેજ બની રહ્યું છે, યુધ્ધ અટકે એ તો સંભવજ નથી. ઊલટું યુધ્ધના આરંભની ઘડીઓ ગણાઈ રહી છે. આપનો પુત્ર દુર્યોધન પૂર્ણ તૈયારી કરી રહ્યો છે. તે આચાર્ય દ્રોણ પાસે પહોંચી પાંડવોની વ્યૂહ રચના વિષે માહિતી આપી રહ્યો છે. શત્રુપક્ષના રથી અને મહારથીઓનાં નામ ગણાવી રહ્યો છે. સ્વપક્ષને પણ એ વીસરતો નથી! એટલું જ નહીં, પૂજ્ય ભીષ્મ પીતામહના ચોમેરથી રક્ષણ માટે સૌને પ્રેરી રહ્યો છે. અહો! પેલા મૃત્યુંજય વીર ભીષ્મ પિતામહ સિંહનાદ કરી શંખનાદ કરી રહ્યા છે! આખી રણભૂમિ તમારા પક્ષના શંખનાદથી ગરજી રહી છે!

અને હે રાજન્! પાંડવો પણ વળતો જવાબ વાળી રહ્યા છે. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રથી માંડીને તે અભિમન્યુ સુધીના વીરો શંખનાદ કરી રહ્યા છે. પૃથ્વી અને આકાશને ગજવી રહ્યા છે. એ ભયંકર શંખનાદ તમારા પક્ષના વીરોનાં હૃદયને વિદારી રહ્યો છે. રાજન્! હવે આ કુટુંબ ક્લેશ અટકે એમ નથી!

હે રાજન્! હવે તો શંખનાદ પણ અટકી ગયા છે! બન્ને પક્ષે વીરો વ્યૂહમાં ગોઠવાઈ ગયા છે. સેનાપતિ હુકમ આપે એટલોજ વાર છે! લ્યો, આ અર્જુને પણ ગાંડીવ ઉંચક્યું છે! ભગવાનને બન્ને સેનાની વચ્ચે રથને રોકવા આદેશ કરી રહ્યો છે. બન્ને પક્ષમાં કોણ કોણ ઊભા છે તે માપી લેવાની એની ઇચ્છા છે. ભગવાન પણ તેના રથને સેનાઓની વચ્ચે સ્થાપી, "જો આ કુરુકુલના મહારથીઓને" એમ કહી રહ્યા છે! અને અર્જુને તો

ॐ

## અધ્યાય ૨ જો

હે રાજન્! આમ અર્જુન તો ગમગીન થઈ બેસી ગયો ત્યારે ભગવાન્ તેને સંબોધીને કહેવા લાગ્યા હે અર્જુન! તું આ ટાંકણે વખતે આપ કયા કાઢે છે? તારી આ વૃત્તિ તો અનાડી ગણાય, એટલું જ નહિ પણ એ તને સ્વર્ગથી ભ્રષ્ટ કરનારી અને અપજશ અપાવનારી થાય! આથી મારી તો તને સલાહ છે કે હૈયાની નમળાઈ છોડ આ નિર્વીર્યતા તને શોભતી નથી ઊઠ. શસ્ત્ર લે અને લડવાનો મનસૂબો કર

હે સમ્રાટ્! આમ જ્યારે ભગવાને તેને ટકોર્યો ત્યારે અર્જુન બોલ્યો હે ભગવન્! આપ જરા વિચારીને તો કહો જેને મે રોજ ફૂલ ચઢાવ્યા તે આ ભિષ્મ વગેરેને હુ બાણોથી કેવી રીતે વીંધુ? માઈબાપને તીરે વીંધનાર આર્ય ગણાય? આ હિતૈષી વડીલોને વધેરવા કરતા તો ભીખ માગી ખાવી એ બહેતર છે

હે ભગવન્! મારી મતિ અત્યારે બહેર મારી ગઈ છે. મને સૂઝતુ નથી સમજાતુ નથી કે અમારા બે પક્ષોમાથી કયો જીતે તે સારુ. પણ એક વાત ચોખ્ખી છે જેમને મારીને હુ જીવવા ઇચ્છતો નથી તે બધા જ આ

સામે ઊભા છે ભગવન્! હુ વધારે શુ કહુ? મારે માટે આ એક ખૂબ નાજુક પળ આવીને ઊભી છે મારો સ્વભાવ ઝખવાયો છે કર્તવ્યનિર્ણયમા મન અશક્ત થયુ છે શ્રેય શુ છે તે સૂઝતુ નથી હુ આપને શરણે છુ, શિષ્યભાવે આપને મારુ આ પગે કર્તવ્ય પૂછુ છુ બાકી હુ પોતે તો વિવેકમદ થઈ ગયો હું શોકે મારી ઇન્દ્રિયોને ચીમળાવી નાખી છે ત્રણે લોકની પ્રાપ્તિથી પણ એ શોક શમે એમ લાગતુ નથી આથી હવે તો હુ આપનો પાલવ પકડું છુ કૃપા કરી આપ મને અસત્-અંધારુ અને મોતમાંથી સત્-પ્રકાશ અને અમૃત તરફ દોરો

હે ધૃતરાષ્ટ્ર! આમ તુ કહી અર્જુન તો 'નહિ લડુ' એ નિશ્ચયે મૂગો થઈ ગયો ત્યારે ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રે વિશ્વવિમોહન હાસ્ય કર્યું ધીર-વીર ગાન્ડીવધન્વાને અધીર અને કાયર થયેલો જોઈ ભગવાનને દયા આવી ગઈ તેના વિષાદને પ્રસાદમા ફેરવી નાંખવાને ભગવાને ઇચ્છયુ આથી ભગવાન અર્જુનને સંબોધવા લાગ્યા હે અર્જુન! તુ પણ એક અજબ માણસ છે! પંડિતાઈના બોલ તો તુ બોલે છે પણ પંડિતના આચરણથી તો તું મો ગાઉ વેગળો રહે છે તને ખબર છે કે પંડિત કોને કહેવાય? જેનો શોક કરવો યોગ્ય નથી તેનો તુ શોક કરે છે અને ડાહ્યા ડમરા બોલ બોલી જાણે મહાપંડિત હોય એવો તુ દેખાવ કરે છે એ તો આત્મવચના કહેવાય બાકી જે સાચે જ પંડિત છે તે તો જીવતા કે મરેલા-કોઈનો શોક કરતો નથી શોકથી મરેલા પાછા આવતા નથી તેથી શોક કરવો વ્યર્થ છે અને જે જીવતાં જ છે તેમનો શોક કરવાને

તો અવસર જ નથી. આથી જીવતાનો શોક તો વધારે વ્યર્થ છે. જે પંડિત છે તે વ્યર્થ કાંઈ કરે નહિ અને હે અર્જુન! તું તો વ્યર્થ સિવાય બીજું કાંઈ કરતો નથી. તો મારે તને પંડિત જાણવો કે મૂર્ખ?

વળી પ્રત્યેક દેહમાં રહેલો આત્મા અમર છે. આત્માને દેહનો સંયોગ અને વિયોગ થયા જ કરે છે. દેહ બદલાતો રહે છે, આત્મા નહિ. આથી આજે જેમ આપણે સૌ આ દેહે વિદ્યમાન છીએ તેમ જ એક અગર તો બીજા દેહે આપણે ભવિષ્યમાં પણ વિદ્યમાન હશું જ. આથી સીધી અને શાણી વાત તો એ ઠરે છે કે એક જ આત્માને જેમ આ દેહમાં બાલપણુ, જુવાની અને ઘડપણુ આવે છે તે જ મુજબ તેને યથા સમય બીજા દેહની પણ પ્રાપ્તિ થાય છે. તો જેમ બાલપણુ જાય ને જુવાની આવે, જુવાની જાય ને ઘડપણ આવે તો તેનો કોઈ શોક કરતું નથી–એ ત્રણે અવસ્થામા એક જ આત્મા પરોવાયેલો રહે છે એમ સમજાય છે તેમજ આ દેહ જાય અને બીજો નવો દેહ મળે એનો કોઈએ શોક કરવો ન ઘટે. કેમકે દેહની ફેરબદલીથી આત્માની ફેરબદલી થતી નથી. છેવટે તો પંડિતે તો તે પંડિત હોવાથી જ શોક ન કરવો ઘટે.

વળી એક બીજી વાત પણ તને કહું. આ દુનિયાના પદાર્થો સાથે માણસ જેવો સંબંધ બાંધે છે તેની જ તે પદાર્થોની તેની ઉપર અસર થાય છે. આથી સંબંધ બાંધવામાં દૃષ્ટિનું મહત્વ ભારે છે. મારે હિસાબે તો હે

અર્જુન! આ દુનિયાના પદાર્થોનો સંબંધ તેટલો જ સુખદુઃખનો દેનારો છે. વળી તે સંબંધ હમેશાં બેસી રહેતો નથી. આથી એ સંબંધથી પેદા થનારી ગમતી કે ન ગમતી વેદનાને સમજપૂર્વક સહી લેવામાં અને તેને આત્માનુકૂલ કરવામાં જ પંડિતાઈનું મૂલ્ય છે. પોતાના પાંડિત્યને જે આ રીતે મૂલવે છે એટલે કે જેને આ દુન્યવી સંબંધો વ્યથિત કરી શકતા નથી, જે સુખદુઃખની વેદનાનું એકસરખું જ મૂલ્ય આંકી શકે છે તેને અમૃત-પદની પ્રાપ્તિની યોગ્યતા મળે છે.

વળી હે અર્જુન! તારી સમક્ષ એક બીજી પણ દષ્ટિ મૂકું છું. તે રીતે પણ તારો શોક યુક્તિયુક્ત નથી. આ દુનિયાના પદાર્થ માત્ર બે વિભાગમાં વહેંચી શકાય. એક તો આત્મા અને બીજો અનાત્મા એટલે કે આત્મા સિવાયનું બીજું બધું જ. આ બે પૈકી જે આત્મા નામની ચીજ છે તેનો કદી નાશ નથી. અને જે અનાત્મા છે તેની કદી કાયમી હસ્તી નથી. આ છે સિદ્ધ વાત તો જે વસ્તુનો જે સ્વભાવ હોય તે સ્વભાવને ઓળંગીને વર્તવુ એ તે વસ્તુને માટે અહીં અશક્ય છે. પ્રાણીમાત્રનો આત્મા કોઈ ઇચ્છે તોય નષ્ટ થાય એમ નથી. પ્રાણીમાત્રનો દેહ વગેરે અનાત્મા કોઈ ઈશ્વર પણ ઇચ્છે તોપણ નષ્ટ થયા સિવાય રહેતો નથી. આ છે કદી ન ફરે એવું સત્ય. તો આ બે પૈકી જે આત્મા છે તે અવિનાશી છે. જે દેહ છે તે વિનાશી જ છે. તો પછી તારે કેમ ન લડવું એ જ મને તો સમજાતું નથી. જે કોઈ આત્માને હણનાર માને છે કે હણાનારો માને છે તેનું દર્શન મેલું વિપરીત

છે. કમકે આત્મા કોઈપણ ક્રિયાનો કર્તા કે કર્મ થઈ શકતો નથી. તો જે ક્રિયાનો કર્તા જ નથી તે તેનો વિષય કે ભોક્તા કેવી રીતે થાય? અને પ્રાણીમાત્ર મૂળમાં તો આત્મા છે. આથી ક્રિયા, કર્મ કે ફળ વગેરેનો, પ્રાણીમાત્રના આત્માને તેના નિજરૂપે સબંધ નથી. આનું કારણ એ છે કે આત્મા જન્મ અને મરણથી અસ્પૃષ્ટ છે. તે મૂળે જ અજન્મા, નિત્ય અને એકરસ છે. જો એ જન્મતો હોત તો મરત. તો એ બીજા વિકારોનો વિષય થાત. પણ જ્યાં મૂળ જ નથી ત્યાં ડાળ પાંદડાં ક્યાંથી હોય? તો હે અર્જુન! જે મનુષ્ય આ આત્માને અજ અને આથી જ અમૃત જાણે છે તે કોને હણે? કોને હણાવે?

વળી આ દેહ તો આત્માની દૃષ્ટિએ વસ્ત્ર જેવો છે. જેમ વસ્ત્ર જૂનું થાય અને ઉપયોગરહિત થાય તો માણસ તેને કચવાટ વગર ત્યાગી દે અને નવું તથા ઉપયોગી વસ્ત્ર ધારણ કરે તેમ જે દેહ પુરુષાર્થ માટે અયોગ્ય બને તેને ત્યાગી પુરુષાર્થને માટે યોગ્ય નવું કલેવર આત્મા ધારણ કરે છે. શરીરનું ગ્રહણ અને ત્યાગ આત્માને માટે સ્વાભાવિક છે. એને અટકાવવો અશક્ય છે. આ આત્મા મૂળરૂપે કોઈપણ ક્રિયાનું કર્મ થઈ શકતો નથી; આથી એને છેદવો-બાળવો-ભીંજવવો કે સૂકવવો અશક્ય છે. અર્થાત્ એ ક્રિયામાત્રથી અને તેનાં ફળમાત્રથી અણુ-સોટ્યો જ રહે છે. તો પછી હે અર્જુન! જે જેવું હોય તેનું જ તેને સ્વીકારવું અને સમજવું, રહ્યું. એમાં જ માનવમતિનો વિવેક છે, શોભા છે. એમાં જ સત્યની પૂજા છે. આત્મા અવધ્ય છે, દેહ સદા ભંગુર છે,

અંતે તું જ નહીં-પ્રાણીમાત્ર આત્મસ્વરૂપ છે. તો પછી આત્મા અને દેહના ધર્મોની ભેળસેળ કરી તું આ કાંગારોળ શી માંડી બેઠો છે? ઊલટું તારે તો આ જ્ઞાન પચાવી, દેહદ્વારા કર્તવ્ય કર્મ કરી, કર્તવ્ય બજાવ્યાનો સદેહે સંતોષ અને આનન્દ લેવો રહ્યો. શોકને તો ક્યાંયે અવકાશ જ નથી.

ખેર! વળી એક ત્રીજી દૃષ્ટિ તારી આગળ મૂકું છું. વિચાર કર. જો આ આત્મા દેહના જન્મ સાથે જન્મતો હોત અને તેના મરણ સાથે મરતો હોત તોપણ તારે રડવાનું પ્રયોજન નથી. કેમકે જન્મ્યો તે જવાનો જ અને ગયેલો તે પાછો આવવાનો જ. આ કુદરતી નિયમ છે. તો પછી જે કુદરતી છે, જે ટાળ્યું ટળે એમ નથી તેને ન સ્વીકારી, વચગાળામાં કર્તવ્યમાંથી ભ્રષ્ટ થવાને કારણ નથી. પ્રાણીનો જન્મ અને વિનાશ ક્યાંથી થાય છે અને ક્યાં થાય છે તે સમજાતું નથી. તેની વચલી સ્થિતિ થોડીઘણી જાણીતી રહે છે. તો પછી જે વસ્તુ આદિ અને અંતમાં અદૃશ્ય હોય, જે ફક્ત વચગાળામાં જ માલમ પડે એવી પરિસ્થિતિ હોય તો તે પરિસ્થિતિનો પૂરો લાભ ઉઠાવવો ઘટે. તો જે તારે આધીન નથી તેને 'મારે લીધે આ બધું છે' એમ માની તું કકળાણ કરે એ સ્હેજે યોગ્ય નથી! એવા માણસને માટે તો ન છૂટકે પણ ગાડાની નીચેનાં કૂતરાની ઉપમા જ દેવી ઘટે. આથી અપરિહાર્યનો શોક યુક્તિયુક્ત નથી.

'હે અર્જુન! આ અવિનાશી આત્માને સૌ જાણી શકતા નથી કેમકે તેને લગતી સમજ પ્રયત્ન અને પ્રભુ-

કૃપાથી જ મળે છે. આથી જેને બધા જાણતા નથી તેને એ મેં કહ્યો છે એવો જ છે એમ હું કેમ માનું એવો તું પૂર્વપક્ષ રખે કરતો. આ આત્માના વાસ્તવિક રૂપનો જાણકાર, કહેનાર, સાંભળનાર અને જોનાર તો આ જગતનું એક આશ્ચર્ય છે! આથી અવધ્ય આત્મા અને સદા વધ્ય દેહ—એ બેમાંથી એકેનો શોક બુદ્ધિગમ્ય નથી.

વળી હે અર્જુન! તું ક્ષત્રિય છે, પ્રખ્યાત પરાક્રમવાળો છે, અને આ એક ધર્મયુધ્ધ છે. એની મેળે આવી મળેલું છે, તારું નોતરેલું નથી, તો જો તું આ ન્યાયી યુધ્ધમાં પીઠ ફેરવશે તો લોકો તને પામર જ માનશે. તારા શત્રુઓ તારી એ પરિસ્થિતિનો સ્વાર્થને અનુકૂળ થાય એવો લાભ ઉઠાવશે. અને તું એક સંભાવિત પુરુષ થઈને અપકીર્તિને વરે એ મને પસંદ નથી. એના કરતાં તો મરવું ભલું. એક વીર તરીકે તારે માટે આ યુદ્ધમાં બેજ ગતિ છેઃ કયાં તો તું મરશે, કયાં તો જીતશે. અને એ બન્ને તને તો લાભદાયી જ છે. મરણ સ્વર્ગ લાવશે. જીત સામ્રાજ્ય અપાવશે. અને જો બન્ને પક્ષે લાભ જ છે તો પછી ઊઠ. ખડો થા. યુદ્ધને માટે કેડ કસ.

હે પ્રિય અર્જુન! હવે હું તને એક ગુરુચાવી બતાવું છું. એ ગુરુચાવીનો ઉપયોગ આવડતાં તને પાપનો સ્પર્શ જ નહીં થાય. ઉપરું આત્મજ્ઞાન સ્થિર કર. અને પછી સુખદુઃખ, લાભ–હાનિ, અને જય–પરાજયમાં સમાન ભાવવાળો થા. કર્મના પરિણામમાત્રમાં તટસ્થ થઈ કર્તવ્યને કર્તવ્ય ખાતર કર. આમ વર્તવાથી તને દોષ

પાપ ન વળગે. આ ગુરુચાવીનો ઉપયોગ આવડતાં તું કર્મને વાંઝિયાં કરી શકશે. આને હું કર્મયોગ કહું છું; આ કર્મયોગનું માહાત્મ્ય અદ્‌ભુત છે. આ કર્મયોગની પાછળની મનોદશા બરોબર સમજીને જો કોઈપણ કર્મનો આરંભ થાય અને તે કદાચ પૂરું ન પણ થાય તોપણ તે કદી નિષ્ફળ જતુ નથી. એટલું જ નહીં કદાચ તે કર્મવિધિથી પણ વેગળું હોય તોપણ પાપ નથી લાગતું. આ કર્મયોગનું નહીંવત્ આચરણ પણ મહાન ભયમાથી ઉગારે છે. એ કર્મયોગમાં તો ''અમુક કર્મ મારે કર્તવ્ય છે, એના ફલદાનમા મારો અધિકાર નથી," આ જાતની નિશ્ચયાત્મક બુદ્ધિનો વિજય છે. જેના જીવનમાં આ જાતનો કર્તવ્યને લગતો નિશ્ચય નથી તે બીચારો છે. તે ફળની લાલસામાં ગૂંચવાઈ ગૂંચવાઈને છેવટે છેતરાય છે. જીવનના પરમ રહસ્યથી તે વેગળો રહી જાય છે.

હે અર્જુન ! ફલની આશાથી થતાં કર્મો વધારેમાં વધારે આપે તો પ્રકૃતિનું સામ્રાજ્ય આપે. પણ પ્રકૃતિના પાશમાંથી તે છોડવી ન શકે. આથી જે માણસ સાચે જ સમજદાર છે તેણે તો ત્રણ ગુણરૂપી પ્રકૃતિથી પર થવું ઘટે. તે માટે સુખદુઃખ વગેરે જોડકાઓથી પર રહેવું શોભે. સદા ધ્યેયને પહોંચી વળવા માટે ઉત્સાહી થવું છાજે. યોગક્ષેમની કાયર ચિન્તામાંથી મુક્ત થવું રહે. હે અર્જુન ! ક્ષીર સમુદ્રમાં સ્નાન કરનારને ગંદા ખાબોચીયામાં નહાવું કેમ ગમે ? આથી શાણો પુરુષ તો કર્મમા જ ,મારો અધિકાર છે, ફલમાં નહીં એમ નિશ્ચયપૂર્વક સમજી ફલ ખાતર કર્મ ન કરે. કશુય ન

કરવામાં તે કદી પ્રીતિવાળો નહીં બને. તે તો કર્મના ફળમાં સમાન હૃદય રાખી, કરવા જેવું સંગ છોડીને કરે. કર્મફળની પ્રાપ્તિમાં મનની સમતુલા જાળવવાની સહજ ટેવને યોગ કહેવામાં આવે છે. બુદ્ધિની સમતુલા જાળવ્યા સિવાય, ફળની લાલસાથી કરવામાં આવતું કર્મ, સમતુલા જાળવીને નિરાશભાવે થતા કર્મ કરતાં ખૂબ જ હીન છે. આથી જેના હૃદયમાં આત્મજ્ઞાનને લઈને કર્મને લગતી યથાર્થ સમજ આવી છે તેવો પુરુષ, પાપ અને પુણ્ય બન્નેથી પર થઈ સમત્વ બુદ્ધિપૂર્વક તમામ કર્તવ્ય કર્મ કરે. સમતુલા સાચવીને કરવામાં આવતું કર્મ કર્મની બંધક ચૂડને ઢીલી કરી નાખે છે. અને જેની કર્મની ચૂડ સરી પડી છે તેને પાછું જન્મવા મરવાનું કારણ રહેતું નથી તે તો આત્માના નીરોગી પ્રદેશનો રહેવાસી બને છે. આથી હે અર્જુન! તારી સમજ પણ જ્યારે આ વિષયમાં નીતરી થશે ત્યારે તું આ સમત્વ યોગને પામશે. અત્યારે તો તારી મતિ અનેક પ્રકારનાં સારાં માઠાં ફળની ગણત્રી કરવાના પ્રપંચને લઈને ડહોળાઈ ગયેલી છે. માટે નિશ્ચયાત્મક મતિ કર.

હે રાજન્! ભગવાને જ્યારે આ મહાન શોધ રજૂ કરી ત્યારે અર્જુનનું મન કાંઈક વળ્યું. તેને જરા શાન્તિ વળી. ભગવાનની વાણીમાં તેને રસ પડવા લાગ્યો. સ્થૂલ સંગ્રામ તો મટીઅર તેના હૃદયમાંથી ઓસરી ગયો. હવે હવે ચાલતા આ જીવનસંગ્રામનું ભગવાને બતાવ્યું તે રીતે દર્શન કરતા, અર્જુનની જિજ્ઞાસા વધી. તે ભગવાનને પૂછવા લાગ્યો: પ્રભો! જેની બુદ્ધિ નિશ્ચયાત્મક

થઈ હોય એવા માણસનું લક્ષણ શું ? તે હર્ષ અને વિષાદનું પ્રકાશન કેવી રીતે કરે ? દુન્યવી પદાર્થો સાથે તે ઈન્દ્રિયોનો સબંધ કેવો રાખે ? તમામ કર્મો તે કેવી રીતે આચરે ? બીજી રીતે કહુ તો ઠરેલ બુદ્ધિનું લક્ષણ શું ? તેવો માણસ ગમતા-ન ગમતા પદાર્થો મળે ત્યારે હરખાય અને દુભાય કે નહીં ? તે જિતેન્દ્રિય થઈને વર્તે કે અજિતેન્દ્રિયપણે ? લૌકિક વ્યવહારમા તેનુ વર્તન સ્પૃહાવાળુ હોય કે નિસ્પૃહ ?

હે ધૃતરાષ્ટ્ર ! અર્જુનનો આ પ્રશ્ન સાભળીને ભગવાન તો પ્રસન્ન થયા. શિષ્યના આતર વિકાસનું વલણુ જોઈ કયો ગુરુ રાજી ન થાય ? આથી ભગવાન હવે અનુક્રમે પ્રશ્નોના જવાબ આપી રહ્યા છે. ભગવાન કહે છે. હે અર્જુન ! 'આત્માની અંદર આત્માવડે જ પ્રસન્ન રહેતો હોવાથી જે માણસ મનમાં જડ ઘાલી બેઠેલી કામનાઓનો ત્યાગી છે તે સ્થિત પ્રજ્ઞ=ઠરેલમતિ છે. તે શિવાયના બધા અસ્થિર મતિ છે. જે સ્થિતપ્રજ્ઞ છે તે કર્મના ફળરૂપ દુઃખમાં દુભાતો નથી. કર્મના ફળરૂપ સુખમાં હરખાતો નથી. કેમકે તે વિચારપૂર્વક કામ, ક્રોધ અને ભયથી પર થયો હોય છે. હે પાર્થ ! તેવો પુરુષ ગમતા કે ન ગમતા પદાર્થોની પ્રાપ્તિથી વાહ-વાહ કે હાય-હાય કરતો નથી. કેમકે તે અનાસક્ત હોય છે. દુનિયાના પદાર્થોનું ગ્રહણ કરવામાં તે કાચબાની માફક વર્તે છે કાચબો જેમ સ્વેચ્છાએ અંગોને બહાર કાઢે અને અંદર સંકેલી લે તેમ તેવો પુરુષ સ્વેચ્છાએ ઇન્દ્રિયોને પ્રવર્તાવે, સ્વેચ્છાએ નિવર્તાવે તેને ઇન્દ્રિયો કાબુમાં હોય. હે અર્જુન ! આ ઇન્દ્રિયો.

આત્માની જ સાચી સમજથી વશ થાય છે. કેવળ પ્રયત્ને એના ઉપર કાબૂ મેળવી શકાતો નથી. આથી આત્મજ્ઞાનપૂર્વક ઇન્દ્રિયોને સ્વાધીન રાખી જે પ્રભુમય રહે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય. વિષયોના અતિસંગ અને ધ્યાનથી તેમા રાગ, કામ, ક્રોધ, મોહ અને કર્તવ્ય અકર્તવ્યનો નિર્ણય કરવાની શક્તિનો નાશ પેદા થાય છે. તેમ થવાથી બુધ્ધિનો નાશ થાય છે અને બુધ્ધિનો નાશ થાય એટલે માણસ કેવળ આકારે જ માણસ રહે. કેમકે માણસ બીજાં પશુઓથી એક બુધ્ધિને લઇને જ જૂદો પડે છે. આથી સ્વાધીન ઇન્દ્રિયો દ્વારા જે પુરુષ રાગદ્વેષ વિના વર્તે છે તેનું હૃદય સદા પ્રસન્ન રહે છે. હૃદયની પ્રસન્નતામાં તમામ દુ:ખોનો નાશ છે. વળી જેનું હૃદય પ્રસન્ન તેની મતિ તરત નિષ્ઠાવાળી બને છે. હે અર્જુન! જેને બુધ્ધિમાં અચલ નિષ્ઠા નથી હોતી તેને શાન્તિ મળતી નથી. અને શાન્તિ ન હોવી એનું જ બીજું નામ દુ:ખ છે. આથી ઇન્દ્રિયોની સ્વાધીનતા એ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે.'

વળી આવો પુરુષ જ સાચી રીતે દેખતો હોય છે. બીજા બધા છતી આંખે આંખ વિનાના છે. હે પ્રિય, અર્જુન! તું ચોક્કસ જાણ કે ફળની આશા રાખી કર્મ કરનારા મનુષ્યો માટે નિષ્કામ કર્મયોગ- એ રાત્રિ છે. અને આ નિષ્કામ કર્મયોગ રૂપી રાત્રિમાં, જીવનનું દર્શન પામેલો વિચારક જાગતો હોય છે એટલે કે નિષ્કામ ભાવે કર્મમાત્ર તે કરતો હોય છે. અને આથી જ સકામ ભાવે કર્મનું આચરણ એ આ દેખતા મુનિની રાત્રિ હોય છે. તેમાં તે જાગૃત હોતો નથી અર્થાત્ તે કદી ફલેચ્છાથી કર્મ કરતો નથી.

આવો મુનિ તો સમુદ્ર જેવો હોય. જેમ સમુદ્રમાં હજારો નદીઓનાં પાણી ઠલવાય ઠલવાય ને સદાને માટે તેના અતલ તલમાં તે લુપ્ત થઈ જાય તેમ ઇચ્છારૂપી સહસ્ત્રધાર નદીઓનાં અનેકવર્ણાં પાણી એવા પુરુષના હૃદયસમુદ્રના અનલતલમાં ઠલવાય ઠલવાય ને સદાને માટે તે લુપ્ત થઈ જાય ! સમુદ્રની માફક જ નથી તેનામા વૃદ્ધિ કે હ્રાસ; નથી મર્યાદા લોપ કે વિકારવશતા.

અને હે અર્જુન ! આવો પુરુષ વ્યવહાર માત્રમા નિસ્પૃહતા-નિર્મમતા અને નિરહંકારિતાથી જ વર્તે. અને આથી જ તે હૃદયની જે રાગદ્વેષથી પર સ્થિતિ છે-જેનુ બીજુ નામ શાન્તિ છે તે જીવતાં જીવ મેળવે છે. આવી રાગદ્વેષથી પર, નિસ્પૃહ, નિર્મમ અને નિરહંકાર સ્થિતિ જ મેળવવા યોગ્ય છે. કેમકે માણસ ઈશ્વરનો પુત્ર છે. તો દીકરાએ બાપના જેવા થવુ રહ્યું. વિશ્વપિતા જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં આવા રાગદ્વેષરહિત-નિસ્પૃહ-નિર્મમ-નિરહંકાર રહે છે. આવી સ્થિતિની પ્રાપ્તિ એ જીવનની કમાણી છે. હે અર્જુન ! તું આવો થાય તો મને ખૂબ વહાલો લાગે.

॥ इति सांख्ययोग ॥



## અધ્યાય ૩ જો

આગલા અધ્યાયમાં ભગવાને જ્ઞાનયોગ અને કર્મયોગ એ બન્નેની પ્રશંસા કરી. બન્ને ઉપર ભાર મૂક્યો. આથી હે રાજન્! અર્જુન ઉલટો મૂઝાયો. એમાંથી કયો સેવવા યોગ્ય છે એ તેને ન સમજાયું. ભગવાન કદાચ જ્ઞાનયોગને જ વધુ મહત્તા આપતા હશે એમ માનીને અર્જુને પ્રશ્ન કર્યો: પ્રભો! મને સમજાતું નથી કે જ્ઞાન મોટું કે કર્મ? આપની વાણી સાંભળતાં તો એમ જ લાગે છે કે આ દુનિયામાં કેવળ કર્મ કરતાં જ્ઞાન મોટી ચીજ છે. અને હું પણ એજ કહેવા માંગુ છું, કે સમજની કિંમત મોટી છે. મારી સમજ મુજબ તો આ યુદ્ધ એ કેવળ પાપ છે. તો પછી આ ભયંકર યુદ્ધકર્મમાં આપ મને શાને પ્રેરી રહ્યા છો? આપની વાણી તો જાણે બન્ને બાજુ ઢોલકી વગાડે છે અને આથી જ મને ભ્રમ પેદા થાય છે. તો કૃપા કરો અને એમાંથી એકનો નિશ્ચય કરીને મને કહો. મારે કયો યોગ પસંદ કરવો? જ્ઞાનયોગ કે કર્મયોગ? હું કલ્યાણનો ગરજુ છું. ગોળ ખાવા સાથે ગરજ છે. જે પાણીએ મગ ચડના હોય તેણે ચેડવવા હું રાજી છું; તો હે પ્રભો! મને મુંઝવણમાંથી ઉગારો.

હે રાજન્! અર્જુનનો પ્રશ્ન સાંભળી ભગવાન સ્હેજ મલકાયા. અર્જુનને કહેવા લાગ્યા: અર્જુન! તું પણ

એક ભયો આદમી છે ને ! તારી બુદ્ધિ અત્યારે બ્હેરી થયેલી છે એટલે તારી મતિનો દોષ તુ મારી વાણી ઉપર ઓઢાડે છે. બાકી હુ તો તદ્દન સ્પષ્ટ છુ; છતા હવે તને વધારે સ્પષ્ટતાથી નિર્ણય આપુ છુ જે આ દુનિયામા મોક્ષને માટે બે માર્ગો નિશ્ચિત છે. એક જ્ઞાનમાર્ગ, બીજો કર્મમાર્ગ. માર્ગ એટલે ઉપાય. જ્ઞાનથી જ્ઞાનયોગી અને કર્મયોગથી કર્મયોગી મુક્તિ મેળવે છે જ્યા બન્ને જ મોક્ષના માર્ગો ઠર્યા ત્યા કયો ચડતો અને કયો ઉતરતો, એ તો પ્રશ્ન જ નથી. પ્રશ્ન એ છે કે બેમાથી વધારે કુદરતી-સ્વાભાવિક કયો છે કુદરતી જ નહીં જાતને અને જગતને વધારે ઉપયોગી અને સહેલો કયો છે. જ્ઞાનયોગ અને કર્મયોગ એ બન્ને કર્મને વિષમય ડખ હરે છે. પણ એ બેમા ફેર ક્યા છે અને કયો છે તે હુ તને કહુ જ્ઞાનયોગના માર્ગે ચાલતો માણસ ક્યા તો કર્મની શરૂઆત જ ન કરે ક્યાતો તે કર્મનો સમૂળગો ત્યાગ જ કરે અને જે માણસ કર્મનો આરભ જ ન કરે અને પ્રાપ્તકર્મનો ત્યાગ જ કરે તે કશુ કરતો ન હોવાથી ફળ પણ મેળવતો નથી. આથી તેને "નૈષ્કર્મ્ય" કુદરતી રીતે મળે છે– આવી છે જ્ઞાનયોગીની સમજ. આ સમજ ઉપર ઉપરથી તો રમણીય લાગે છે એટલુ જ નહીં એ જ માર્ગે જવુ જોઇએ એવો મોહ પણ ઉપજાવી દે છે. પણ એ સમજમા રહેલી કાકરી તને બતાવુ કેમકે હે અર્જુન! જ્યાસુધી હૃદયમા સમજની કાકરી કચકચ કરે છે ત્યાંસુધી ફળ વળતી નથી.

હે અર્જુન! મારો મત તો એ છે કે કર્મનો આરંભ જ ન કરવાથી જેને "નૈષ્કર્મ્ય" કહીએ છીએ તે મળતુ નથી. તે જ મુજબ કર્મનો ત્યાગ કરવાથી પણ સિદ્ધિ સાંપડતી નથી. કેમકે કર્મનો આરંભજ ન કરવાની ઇચ્છા આ દુનિયાની રચનામાં તોળાય એવી જ નથી. આનું કારણ એ છે કે પ્રત્યેક ક્ષણુ કર્મથી જ વ્યાપ્ત હોય છે. વળી કર્મનો ત્યાગ પણ કલ્પનામાત્ર છે. પ્રકૃતિના ક્ષેત્રમાં જ્યાં સુધી પ્રાણી રહે છે એટલે કે જ્યાં સુધી તેને દેહ છે ત્યાં સુધી તેની પાસે પ્રકૃતિ બળાત કામ કરાવે છે. તો જે સ્વેચ્છાએ સંભવતું જ નથી, જે કરવા માટે પ્રાણી સ્વતંત્ર જ નથી તે કરવાની ઇચ્છા રાખવી, આગ્રહ રાખવો એ જ સમજની કાંકરી છે. દૂષિત સમજને લઇને જે કર્મનો આરંભજ ન કરે અથવા તો કર્મેન્દ્રિયોથી કર્મનો ત્યાગ કરે તે આત્મા ઊંડે ઊંડે પણ મૂર્છિત છે. તેને મિથ્યાચારીનું બીરૂદ મળી શકે

તો પછી હે અર્જુન! તું કદાચ એમ શકા કરશે કે જ્યારે કર્મ આપણી ઇચ્છાએ છૂટતાં જ નથી તો તેનાં ફળ પણ ભોગવ્યે જ છૂટકો અને કર્મફલ જો ભોગવવાનાં જ હોય તો પછી પેલી મુક્તિનો કશો અર્થ જ નથી અને મોક્ષ જેવી કોઇ ચીજ જ ન હોય તો પછી આ જગતનું તંત્ર સમજાવી ન શકાય, મહાત્માઓના મુક્તિ માટેના પ્રયત્નો વ્યર્થ દેખાય. આધ્યાત્મિક શાસ્ત્રો મિથ્યા ગણાય અને મુક્ત પુરુષોની હસ્તી ઢોંગ જ મનાય. હે પ્રિય! તું કહે છે તે વ્યાજબી ઠરે જો તું કહે છે તેમજ હોય તો. પણ તેવું નથી અને આજ ઠેકાણે

જ્ઞાનયોગ કરતાં કર્મયોગ એક પગલું આગળ જાય છે. જ્ઞાનયોગ જો માણસને કર્મત્યાગ અને કર્મનો અનારંભ શીખવે છે તો કર્મયોગ કર્મનો આરંભ શીખવીને કર્મ-ફળના ત્યાગને આગળ ધરે છે કેમકે કુદરત સાથે મેળ બેસાડીને આપણે તો શ્રેય પ્રાપ્ત કરવાનું છે કુદરતથી વિરુદ્ધ વર્તીને કોઈ કુદરતનો આત્મલાભ ન મેળવી શકે. કુદરત કદી કોઈને પણ નવરો બેસવા દેતી નથી એનો અર્થ એટલો જ કે વગર કર્મે કોઈની ક્ષણ પણ પસાર થતી નથી. એટલે કે કર્મ તો કર્યે જ છૂટકો

વળી કર્મોનો સંપૂર્ણ ત્યાગ જો અશક્ય જ છે તો પછી ક્યાં કર્મો માણસ છોડે ? ક્યાંને એ ગણે ? આ પણ એક સવાલ છે. કર્મયોગીની પાસે આનો મંગળમય જવાબ છે. કર્મયોગ એમ શીખવે છે કે જો કુદરત અમારી પાસે બળાત્ કર્મ કરાવની હોય તો તેના કરતા તો અમો સ્વેચ્છાએ કર્મ કરવા તૈયાર છીએ. પણ તે તે કર્મો અમો એવી રીતે કરીશું કે જેથી કર્મો તો થાય. તેમનું ફળ પણ મળે. પણ અમારી તેમાંથી બાદબાકી થઈ જાય. એટલે કે અમોને કર્મફળની વળગણ ન લાગે. સાપ ઝેરી પ્રાણી છે એ નિર્વિવાદ છે છતાં સાપ સાથે જ જો રાતદહાડો રહેવાનું જ હર્યું તો અમો રહીશું. ગભરા કે નાસભાગ નહીં કરીએ. ઉલટું સાપને ખોળામાં રાખીશું પણ આત્મરક્ષણનો એક રામબાણ ઉપાય આચરીને રાખીશું. સાપનો ડંખીલો ઝેરી દાંત કાઢી લઈશું અને પછી ભલેને અમારે આખે શરીરે સાપ વીંટળાતો ! ફરે કરીશું. પણ કર્મનો જે ઝેરી ડંખ છે તેને

દ્વારા ઊભી થનારી નાબૂદીને તેને નિર્વિઘ્ન કરીને કરીશું આમ ન તો કુદરતથી અમારી સામે કશું કરશે ન તો અમને કર્મનું ઝેર ચડશે

વળી ત્યાગી ત્યાગીને પણ માણસ કયા કર્મો ત્યાગશે? શરીર યાત્રાના કર્મો તો તેનાથી તજાય એમ જ નથી તો પછી જેનાથી જાત જાતિ અને જગતનું ભનુ થાય એવા કર્મો એ ત્યાગી શકે! અને એવા કર્મોનો ત્યાગ સ્વાગત તો મનુષ્યનો બુદ્ધિવૈભવ પણ કયાં છે? એના વિવેકની શોભા પણ ક્યાં છે? ભના! જેનાથી પ્રાણીમાત્રનું ભનુ થાય અને જેનાથી પોતાનું કશું જ ભૂંડું ન થાય એવા કર્મો ત્યાગવા એ તો મૂર્છિત મતિની બલિહારી છે આવી મતિવાળો દુનિયાને ભારરૂપ છે એના માતાપિતાનો એ સુપુત્ર નથી આથી કર્મયોગ એમ કહે છે કે હે ભના માણસ! જગતનું જેમાં ભનુ થતું હોય તેવા કર્મો તો જ્ઞાનીએ વિના આસક્તિએ કરવા જ જોઈએ આ જગ્યાએ જ્ઞાન અને કર્મ એ બેનું સુભગ મિલન થાય છે માટે જે સાચું સમજ્યો છે તે તો યજ્ઞભાવે અનાસક્ત થઈને વર્તે આસક્તિ વગરનો જે યજ્ઞીયભાવ છે તેની પ્રતિષ્ઠામાં નૈષ્કર્મ્ય છૂપાયું છે આ રીતે કર્મ કરવા એ ઈશ્વરી આજ્ઞા છે એ સૃષ્ટિનું રહસ્ય છે એ યજ્ઞભાવને આગળ કરીને જ પરમાત્માએ સૃષ્ટિ રચી છે અને સૃષ્ટિનો પદાર્થ માત્ર પરોપકારી છે તો પછી સૃષ્ટિના પદાર્થ માત્રનો ઉપકાર તો લે અને સામો ઉપકાર તો ન કરે એ તે કોઈ માણસ છે? એકબીજાનું ભાવન એ સૃષ્ટિનું રહસ્ય છે આમ કર્મયોગ એ તો સૃષ્ટિના પ્રત્યેક તત્ત્વનું

શિક્ષણ છે. આથી જ જે યજ્ઞભાવથી સૃષ્ટિનું ભાવન ન કરે તે ચોર છે. જે માણસ સ્વાર્થે નથી જીવતો પણ પરાર્થે જીવે છે એટલે કે યજ્ઞીય જીવન જીવે છે તે મુક્ત પુરુષ છે. તેનાથી ઊલટું વર્તે તે પાપજીવન છે આ નાટકરૂપી યજ્ઞચક્રને ચલાવવામાં જે યજ્ઞભાવે સહાય ન કરે તેનો જન્મ જનેતાને કેવળ કલેશ દેવા પૂરતો જ હોય છે ને હે અર્જુન! જે સાચે જ આત્મજ્ઞાની છે તેને તો સ્વાર્થે કશું કરવાપણું હોતું જ નથી. કેમકે તેનો સ્વાર્થ જ પરાર્થ છે. આથી મારી તો તને સલાહ છે કે તું કરવા યોગ્ય કર્મો આસક્તિ વગર કર એમ કરવામાં જ જાતનું અને જગતનું સૌભાગ્ય છે. એમાં જ નૈષ્કર્મ્ય છે. એમાં જ મુક્તિ છે. અને પરમાત્માની આગર પણ નિષ્કામ ભાવે કર્મ કરનારને જ જણાય છે.

વળી કર્તવ્ય કર્મ અનાસક્તિપૂર્વક કેમ કરવા જોઇએ એ વિષયમાં તને એક બીજી દૃષ્ટિ પણ સમજાવું. આ દુનિયામાં શિષ્ટાચારનું અનુકરણ કરવાની માણસને જૂનજૂની ટેવ છે. સામાન્ય જનતાને સન્માર્ગે દોરવાની એકમાત્ર ફરજ શિષ્ટ પુરુષોની છે. કેમકે જગતનો મોટો ભાગ આપબુદ્ધિએ ચાલતો નથી પણ વિશ્વાસ મૂકવા યોગ્ય પુરુષોની બુદ્ધિએ ચાલે છે. આને જ "લોકસંગ્રહ" કહેવામાં આવે છે. તો જનતાના દૃષ્ટાન્તે, જનતાને હિતકર થાય એવાં કર્મોમાં દોરવાની અને ઉન્માર્ગે જતી અટકાવવાની શિષ્ટ પુરુષોની એક જવાબદારી છે. આથી આ જવાબદારીને સમજીને પણ, મારી માફક હે અર્જુન! વિના સ્વાર્થે કર્તવ્યમાં એકાગ્ર રહેવું ઘટે. શિષ્ટ

અશિષ્ટ, સંસ્કારી અને પામર પુરુષમાં ફેર એ છે કે બન્ને કાર્ય તો કરશે પણ પહેલો અનાસક્ત થઈને તો બીજો આસક્ત થઈને. એક પરાર્થે તો બીજો સ્વાર્થે કર્મ કરશે. અને આ તફાવત કાંઈ નાનો છે? આથી સમજુ પુરુષે જનતાની સમજમાં તડ ન પાડવી. તેણે જાતે વગર વળગણે-કરવા યોગ્ય કર્મો કરવાં અને પરાઈ બુદ્ધિથી ચાલતી જનતાને પણ કર્તવ્ય કર્મમાં દોરવી રહી. સમજુ માણસ તો તત્ત્વજ્ઞાન ઉપર પોતાના વર્તનનો પાયો માંડશે. તે સમજે છે કે પ્રકૃતિના ગુણો જ કર્તા છે. તે જ ભોક્તા છે. આત્મા સ્વરૂપે કર્તા કે ભોક્તા નથી. ચેતન આત્મા જડ પ્રકૃતિથી બધી રીતે જૂદો છે. આવું સમજતો હોઈને તેવો પુરુષ પ્રકૃતિમાં આસક્ત નહીં થાય. વળી તેવો પુરુષ પ્રકૃતિનો પ્રભાવ જાણતો હોવાથી પ્રકૃતિમાં આસક્ત એવી પ્રાકૃત જનતાને પોતાના કર્તવ્યમાંથી ચળાવશે પણ નહીં કેમકે તેમ કરવું એ ભૂતદ્રોહ છે. આથી જે સમજુ છે તે તો મને-ઈશ્વરને તમામ કર્મો સુપ્રત કરશે. જાતે આધ્યાત્મિક હૃદયવાળો થશે. ફલની ઇચ્છા અને મમતાને છાંડશે. અને આમ મારામાં વિશ્વાસ રાખી, વગર સંતાપે તે પોતાનુ કર્તવ્ય કરશે. આ રીતે વર્તવું એ સર્વોત્તમ છે, એમ મારો મત છે. આ મતને ઉવેખીને જે વર્તે છે તે મૂર્છિત અને દયા ખાવા જેવો છે.

વળી હે અર્જુન! જેને માટે જે કર્મ સ્વાભાવિક છે તે ટાળ્યું ટળતું નથી. જ્ઞાની માણસ પણ પ્રકૃતિની વિરુદ્ધ જઈ શકતો નથી આથી ડાહી વાત તો એ છે કે પ્રકૃતિએ આપણે માટે જે કર્મ નિરમ્યું હોય તે કરવું.

પણ આપણો અધિકાર કેવો છે તે સમજીને કરવું. એટલે અમુક કર્મ ફ્લાશાથી કરવું કે ફ્લાશા છોડીને કરવું. એ માણસનો હાથની વાત છે. કરવુ કે ન કરવું એ, એના કાબૂની વાત નથી. કેમકે કંઈપણ કર્યા સિવાય રહેવાતું જ નથી. આથી મારી તો તને સલાહ છે, કે હે અર્જુન ! ઈન્દ્રિયોને પોતપોતાના વિષય પરત્વે રાગદ્વેષ ભરેલા હોય છે. એ રાગદ્વેષને દફનાવી દઈને કરવા યોગ્ય કર્મ તારે કરવું. કેમકે આ રાગદ્વેષ જ માણસના વાટશત્રુ છે. આથી રાગદ્વેષ વગર તું સ્વકર્મ કર. પરકર્મ ભય આણનારું થાય છે. આથી સ્વકર્મનું આચરણ કરતાં કદી મોત આવે તો તે પણ પેલાં પરકર્મથી ભલું છે.

આમ જ્યારે ભગવાને કર્મયોગની મહત્તા પ્રસ્થાપિત કરી ત્યારે અર્જુનને એક શંકા ઉપજી. તે કહેવા લાગ્યો: હે પ્રભો! પાપથી એટલે કે પરાયા કર્મનાં આચરણથી માણસનું પતન થાય છે એમ આપ કહો છો. વળી કોઈ પોતાનું પતન તો ઈચ્છે જ નહિ અને છતાં માણસ પાપ તો કરે છે જ. તો આ અનિચ્છાએ પાપમાં પ્રવૃત્તિ થવામાં માણસને ઢસડે છે કોણ? કોની ન ઉથાપાય એવી પ્રેરણાથી માણસ રાચે છે?

આખુ જગત એના એક કોળીઆ માટે પણ પૂરતુ નથી! એ મહાપાપી છે. એનુ બીજુ નામ રાગ છે. દુનિયામાં એ જ માણસનો મહાશત્રુ છે. એ જ્ઞાનનો ઢાંકપિછોડો કરે છે એ અગ્નિની માફક હમેશા ભૂખ્યો રહે છે. માણસની સાચી સમજને એ ખોટી કરી મૂકે છે. આથી રાગથી વેધાયેલી બુધ્ધિ વેરીની ગરજ સારે છે.

હે અર્જુન! કામને અનંગ કહ્યો છે તે ખૂબ જ યોગ્ય છે. એ અદૃશ્યપણે પોતાનો પ્રભાવ જમાવવામાં ખૂબ ચતુર છે. ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એનું પિયેર છે ઇન્દ્રિયો વગેરેમા રહી, તેમને ફેરમવાની, જ્ઞાનને ઢાંકી દઈ એ આત્માને મૂર્છિત કરે છે. માટે મારું માનતો હોય તો તું વિવેકદ્વારા ઇન્દ્રિયોને કાબુમા આણ ત્યાર બાદ જ્ઞાન અને અનુભવને મૂર્છિત કરી દેના એવા આ પાપી કામનો વધ કર. હું તને વિવેકબુદ્ધિથી એને હણવા કહુ છું. કેમકે છેવટે તો સન્મતિ જ માણસની નેતા છે તો ઇન્દ્રિયોથી માંડીને બુધ્ધિથી પણ પર એટલે કે અતિશય સૂક્ષ્મ એવો જે આત્મા છે તેના સત્ય જ્ઞાનથી આ કામરૂપી વાટશત્રુને તુ માર. જોકે, એ સહેલાઇથી હાથમાં આવે એવો નથી. છતાં એને મહાત કરવામાં જ કલ્યાણ હોઈને એના વધ માટે હું તને આગ્રહપૂર્વક કહી રહ્યો છુ.

॥ इति कर्मयोगः ॥



## અધ્યાય ૪ થો

હે રાજન્! આમ લડાઈ તો બાજુએ જ રહી ગઈ અને પ્રત્યેક માણસના હૃદયમાં વિરોધી વૃત્તિઓનો જે સનાતન ભારે સંગ્રામ ચાલે છે તેનું પરિણામે શાન્તિ દેનારું વાચન, આ ગુરુ શિષ્યની વચ્ચે વર્તી રહ્યું કામ જ ખરો શત્રુ છે અને અનાસક્ત કર્મયોગ એનું મારણ છે એમ પરમકૃપાળુ પરમાત્માએ નિર્ણય આપ્યો હવે વળી આગળ આ હૃદયતોષિણી ઉપદેશ-ગંગા ઝરી રહી છે. ભગવાન કહે છે કે હે અર્જુન! અત્યારે જે કર્મયોગનું મેં તને અનુશાસન કર્યું તે કર્મયોગ પૂર્વે મેં સૂર્ય વગેરેને કહ્યો હતો. રાજર્ષિઓ એનું સેવન કરતા. પણ સર્વભક્ષી કાળે એનો પ્રચાર વિરલ કરી નાખ્યો છે. તું મારો સખા છે, ભક્ત છે. અને આથી હૃદય ખોલીને મેં તને એ યોગ કહ્યો છે. રહસ્ય વાત ગમે તેને ન કહેવાય. તુ મારા પ્રેમનું પાત્ર છે એમ સમજીને મેં આ ગુહ્યતમ જીવન રહસ્ય સ્પષ્ટ કર્યું છે.

. ભગવાનની આ વાત સાંભળી, વિષાદી હતો છતાં અર્જુન હસવું ખાળી ન શક્યો! ભગવાનની વાતમાં રહેલી અસંગતતા તેને ખ્યાલમાં આવી ગઈ. તે કહેવા લાગ્યો: પ્રભો! આપ, જરા માની વાત કહો તો ઠીક

આપે આ યોગ મને જ કહ્યો એમ કહેત તો તે તો હું સમજી શકત પણ આપે તો છેક હજુ કાળ ભરી! સૂર્યને જ આપે એ કહ્યો—આ તે કેમ મનાય? કેમકે આપનો જન્મ આજકાલનો છે અને સૂરજનો જન્મકાળ તો જાણે છે જ કોણ? માટે કાં તો આ વિરોધ ટાળો અગર તો એમ કહો કે આપનો રોળી સ્વભાવ હજી આપે છોડયો નથી સસલાને જ શિંગડું ઊગે અને આકાશને જ ફૂલ ફૂટે—એમ આપ મને કેમ ઉપદેશી શકો?

હે મહારાજ! અર્જુનનો આ કુદરતી પ્રશ્ન સાંભળી પ્રભુજી પૂર્ણ આનન્દમાં આવી ગયા! શિષ્યનો પાલવ જ પકડયો તો હવે તેનો ઉદ્ધાર કરવો જ રહ્યો સજન! અર્જુનને હજી સુધી એ જ ખ્યાલ છે કે ભગવાન શ્રીકૃષ્ણચન્દ્ર આપણા જેવા એક સામાન્ય માનવી જ છે! સખાભાવે ભગવાનને ચાહતા અર્જુનનો એમાં વાંકે શો? પણ હે રાજન્! કૃષ્ણચન્દ્ર તો મનુષ્યાકારે અવતરેલ ગૂઢ પરબ્રહ્મ છે. આથી અલ્પદર્શી અર્જુનનો અને તેના દ્વારા ભક્ત હૃદયમાત્રનો ભ્રમ ભાંગતાં, પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર, પોતાની કરુણા-જલભરી ઉપદેશ-ગંગાનો ધોધ વહાવતાં કહેવા લાગ્યા· વ્હાલા અર્જુન! તારા અને મારા એટલે કે જીવના અને જગદીશના અનેક જન્મો થયા છે. તું=જીવ તે જાણતો નથી. હું=જગદીશ તે સૌને જાણું છું, પણ હે અર્જુન! રખે તું ભ્રમમાં રહેતો જીવ અને જગદીશના જન્મમાં તો ભારે તફાવત છે. એ બન્ને સ્વરૂપે જન્મતા નથી. બન્નેનું સ્વરૂપ કદી નષ્ટ થતું નથી. અને આમ છતાં એ બન્નેના જન્મમાં ભારે ભેદ છે. જીવ કર્મને

આધીન થઈને જન્મે છે મારે જગદીશને એવું નથી. કર્મ મને સ્પર્શી શકતા નથી જીવનો જન્મ પરાણે થાય છે. મારો મારી મીઠી મરજીથી થાય છે. જીવ પરાધીન છે. હું સ્વતંત્ર છુ, જીવ ઈશ નથી, હું ઈશ છુ અને આથી મારો જન્મ એ ખરુ જોતા જન્મ નથી, પણ સ્વેચ્છાએ અવતાર છે. મારી શક્તિના ઉપર સવાર થઈને હુ મારી લીલાથી પ્રકટ થાઉ છુ. મારે ક્યારે પ્રકટ થવું એ મારી ઈચ્છાની વાત છે મે આ જગતની રચનામા એવો અવકાશ રાખ્યો છે કે જેથી જો જીવ મારા જેવો થવા માગે તો તે થઈ શકે મારા જેવો જ દરેક જીવ થાય તે દર્શાવવા માટે તો હુ વારવાર અવતરુ છુ જો આભળ, જ્યારે જ્યારે ધર્મ બૂડી જવાની જાણે અણી ઉપર આવે અને અધર્મ ચારેકોર ઊભરાઈ જતો લાગે ત્યારે ત્યારે હુ કોઈના કોઈ વિશેષ રૂપે, અકળપણે પ્રકટુ છુ. આમ પ્રકટીને હુ ત્રણ કાર્ય સાધુ છુ સાધુઓનુ રક્ષણ, દુષ્ટોનુ નિકંદન અને ધર્મનુ સ્થાપન. જો કોઈ જીવ, એવડા હેતુથી થતા મારા આ જન્મ અને કર્મનુ રહસ્ય યથાર્થપણે જાણે તો તે ધર્મને જ વળગવાનો. કેમકે ધર્મનુ રક્ષણ કરનારનો ઈશ્વર રક્ષક છે એમ તેની ખાત્રી હોય છે. આથી તે સાધુચરિત જ થશે દુષ્ટો તેને પીડશે તો તેને ધીરજ રહેશે કે ભગવાન જ દુષ્ટોનુ નિકંદન કાઢનાર છે. આથી તેવા પુરુષો તો સાધુ આચરણ દ્વારા અમાનુષતાને પડકારશે પરિણામે સાધુનુ રક્ષણ અને અસાધુનો સર્વનાશ, મારી પ્રેરણાથી જ મારી આંતર વ્યવસ્થાને લઇને થાય છે તેથી સાધુ પુરુષો ને

કર્મયોગી હોવાથી કર્તા નથી. આ લાગે છે વિરુધ્ધ, પણ છે સાચું. આનું કારણ એ છે કે મને કર્મોનો લેપ લાગતો નથી. મને કર્મના ફલમાં સ્હેજે સ્પૃહા નથી. આમ સર્જનનું કે રક્ષણનું કે છેવટે સંહારનું પણ કર્મ કેમ ન હોય–હું તેમાં ઉદાસીન અને અનાસક્ત રહેતો હોવાથી કર્તા છતા કર્તા નથી અને આજ કર્મયોગ છે. કર્મયોગમાં પ્રાપ્ત કર્તવ્ય કરવાનું હોય છે. પણ તે અનાસક્ત ભાવે કરવાનું હોય છે. ફલની ઝંખના વિના કરવાનું હોય છે. તો હું જગતપિતા જે રીતે વર્તું છું તે રીતે જો આગ પુત્રો=દરેક યોનિના જીવો વર્તે તો તેમને પણ કર્મનાં બંધન ન નડે. કેમકે કરવાની રીત આવડે તો કર્મ કર્યા છતાં તે ન કરેલુ જ રહે છે. પૂર્વના મુમુક્ષુઓએ આમ સમજીને પોતાને ફાળે આવેલાં કર્મો કર્યા હતાં અને મુક્તિ પામ્યા હતા તુ પણ તેમને માર્ગે જા અને કર્યા છતાં કરેલાંનાં ફળમાથી મુક્તિ મેળવ.

વળી હે પ્રિય! પાંચ પચાસ વર્ષો આપણે સાથે રહ્યા, પણ આજે મારા હૃદયના ઉંડા ઉદ્ગારો કાઢવામાં જે આનન્દ આવ્યો છે તે કદી આવ્યો ન હતો. આજ સુધી તેને મારે મોકો ન હતો. આજે તો હું તને જીવનનું રહસ્ય કહેવા બેઠો છું. પ્રિય અર્જુન! કર્મ, અકર્મ અને વિકર્મના નિર્ણયની બાબતમાં તો ભલા ભલા વિદ્વાનો પણ ગોથાં ખાઈ જાય છે. આથી એ બાબતમાં હું જ તને સાચો નિર્ણય આપું. એની સમજ આવતાં તું મુક્ત થશે. વ્હાલા અર્જુન! કર્મનુ જ્ઞાન હોવાનુ છે. એની મીમાંસા ગહરી છે. પણ તારી સમક્ષ હું એક

કાબુમાં હોય છે. પરિગ્રહની જાળમાંથી તે છૂટેલો હોય છે તેવો કર્મ કરતો છતાં કશું કરતો નથી. તેને પાપ અડતું નથી

હે વહાલા અર્જુન ! માગ્યા વિના આવી મળે તેનાથી તૃપ્ત રહેનાર, સુખદુઃખ વગેરે જોડાઓમાં સરખો મનોભાવ જાળવનાર, પારકાની ઉન્નતિથી ખુશ રહેનાર અને ન બળનાર, સિદ્ધિ અને અસિદ્ધિમાં સમતુલા જાળવનાર, કર્મો છતાં બંધાતો નથી. એના સંગરહિત, મુક્ત, જ્ઞાનનિષ્ઠ હૃદયવાળા અને યજ્ઞ ખાતર કર્મ કરતા માણસનું સમગ્ર કર્મ, કર્મ હોવા છતાં, અકર્મ બની જાય છે કેમકે તેવા પુરુષની દૃષ્ટિ જ બદલાઇ જાય છે તેને સર્વત્ર પરબ્રહ્મ જ જણાય છે કર્તા, કારક, ક્રિયા, સાધન, ફળ વગેરે સમસ્તમાં વ્યાપેલા પરમાત્મા તેની નજરમાં હરદમ દેખાય છે. આથી તે સર્વથા પરમાત્મામય બને છે અને હે અર્જુન યજ્ઞ પણ કાંઇ એક જાતનો છે? કર્મમાત્ર યજ્ઞ થઇ શકે છે–જો તેને યજ્ઞીય ભાવથી કરવામાં આવે તો. આથી કર્મ કરતા કર્મ કરવાની રીત–તેની પાછળનો આશય મહત્વની ચીજ છે સર્વત્ર યજ્ઞીયભાવથી વર્તનારા પુરુષો પાપ વિનાના થાય છે વળી યજ્ઞની અમૃત ખાનારા મનુષ્યો સનાતન પરમાત્માને પામે છે અને યજ્ઞ કરનારનું બચે છે? પવિત્ર દરેક યજ્ઞીય કર્મ પવિત્રતાની પૂંજી વધારે છે. જેની એ પૂંજી જેટલી વધારે તેટલે તે પરમાત્માની નજીક છે અર્જુન! યજ્ઞ વિનાનાને તો લોકમાં પણ ચેન નથી તો પછી પરલોક વિષે . હોય તેમાં શી નવાઇ! આમ ને ...

સમજ આપી છે. યજ્ઞમાત્ર કર્મ છે અને કર્મ હોઈને જ નિષ્કામભાવે કરવા યોગ્ય છે, આમ સમજીને જે વર્તે છે તે છૂટે છે.

હે અર્જુન! આ કર્મમાત્રનો એકજ હેતુ છે અને તે સાચી સમજ પ્રાપ્ત કરવી તે છે. આથી દ્રવ્ય વગેરે દ્વારા થતા યજ્ઞથી જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે. સાચું જ્ઞાન થતાંની સાથેજ માણસ કૃતકૃત્ય થાય છે, તો કર્મ તો જ્ઞાનની જનેતા છે.

આ સાચી સમજ કેવી રીતે મળે છે? એ કાંઈ બજાર ચીજ જ નથી. એ જ્ઞાન મેળવવાના ત્રણ ઉપાયો છે. પહેલો નમ્રવન્દન બીજો પરિપ્રશ્ન ત્રીજો સેવા. જે આ ત્રણ ઉપાયોપૂર્વક સંતોને સેવે છે તે જ્ઞાનનો પ્રસાદ પામે છે. જ્ઞાન મળતાં જીવનની દૃષ્ટિમાં ભારે પરિવર્તન થઈ જાય છે. જ્ઞાનને મોહ સાથે વેર છે. આથી જ્ઞાન થતાં મોહ મરી જાય છે. મોહ મરતાં બધે ઇશ્વર દેખા દે છે. હે અર્જુન! આવી સમજનાં હું તારી આગળ કેટલાં વખાણ કરું? કદાચ તું હરળ પાપી હોય તોપણ તે પાપના સમુદ્રને તું જ્ઞાનની હોડીથી તરી જઈ શકે છે. સાચી સમજ સળગતા અગ્નિ જેવી છે. અગ્નિમાં પડેલાં લાકડાં જેમ રાખ થઇ જાય તેમ જ્ઞાનાગ્નિમાં પડેલાં કર્મ-બીજરૂપી લાકડાં ભુંજાઇ જાય છે. તે અંકુરિત થતાં નથી. આથી જ સંસારરૂપી વજ્રાઘાતમાંથી તારનાર જ્ઞાનસમું બીજું કોઇ કવચ નથી! આ જ્ઞાન લાયક મનુષ્યને, વખત જતાં સ્વયમેવ હૃદયમાં સ્ફુરે છે અને ઠરે છે. આ જ્ઞાન-મારેની લાયકાત ત્રણ વસ્તુમાં છે.

શ્રધ્ધા, તત્પરતા અને જિતેન્દ્રિયતા. જીવનાં જીવત પરમ શાન્તિની પ્રાપ્તિ એ જ્ઞાનનું જાતે અનુભવાય એવું ફળ છે. આનાથી ઉલટું એટલે કે મૂઢતા, અશ્રધ્ધા અને સશય, જ્ઞાનનો વધ કરી નાખે છે. શકાશીલના દુ:ખનો પાર નથી. કોઇપણ લોકમાં તેને સુખચેન રહેતાં નથી આથી હે અર્જુન! તું કર્મફલનો ત્યાગી થા. સમજથી સંશયને છેદી નાખ. સ્વાધીન થા. આવો થના કર્મબધન નહિ નડે. સશયની ગાંઠને જ્ઞાનની તલવારથી છેદી તુ યોગી થા. ઊઠ, અર્જુન! ઊઠ.

॥ इति ज्ञानयोग ॥

हरि: ॐ तत्सत्



## અધ્યાય ૫ મો.

હે રાજન્! ભગવાને ત્રીજા અધ્યાયમાં કર્મયોગનો અને ચોથા અધ્યાયમાં જ્ઞાનયોગનો અનેક પ્રકારે વર્ણન કર્યા. કર્મયોગમાં જ્ઞાનયોગ સમાઇ જાય છે કેમકે એ બન્નેમાં અમુક કેટલી બાબતો સમાન છે. ત્યારે બન્નેમાં ફેર છે એકમાં જ્ઞાન થયા બાદ કર્મનો સ્વરૂપે ત્યાગ રૂપ છે બીજામાં જ્ઞાન થયા બાદ કર્મનો ફલે ત્યાગ રૂપ છે આ બેમાં કર્મનો જે સ્વરૂપે ત્યાગ તેજ સંન્યાસ એવું અર્જુન સમજ્યો. ફલદ્રષ્ટિએ ત્યાગ એટલેજ કર્મનો સંન્યાસ એવો ભગવાનનો મત કે ભગવાનનો મત પણ પોતાને જ અનુકૂળ છે એમ માનીને, શોધ કરતાં અર્જુન પૂછે છે કે હે પાપનાશન! જો આપ કર્મનો સંન્યાસ ઉપદેશો છો ને જ પાછો વળી તેનો-કર્મનો યોગ શીખવો છો! તો કૃપા કરીને સ્પષ્ટ શબ્દોમાં કહોને કે આપની દ્રષ્ટિએ એ બેમાં કયું કોને માનો છો? આપના શબ્દે હું દોરાવા તૈયાર છું. તો મારૂં જેમાં કલ્યાણ હોય તે મને નિઃસન્દેહ બતાવવા કહો.

જ્યારે અર્જુને આમ કહ્યું ત્યારે ભગવાન રાજી થયા શુદ્ધિ અને ઉત્પની દશાએ શિષ્યના સંદેહમાત્રને દૂર કરવા એ ગુરુનો ધર્મ છે. આથી પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્ર

હવે નિઃસંદેહ વાણીમાં, આ વિષયમાં પોતાની છેવટની મતિ દર્શાવી રહ્યા છે. તેઓ કહેવા લાગ્યાઃ " હે અર્જુન ! કર્મનો સંન્યાસ અને કર્મનો યોગ એ બન્ને કલ્યાણકર છે. કેમકે બન્નેમાં સાચાં જ્ઞાનની પ્રાપ્તિ પછીનો વ્યવહારની દશાનો ભેદ છે. ત્યાંસુધી તો બન્ને સમાન લીટીએ ચાલે છે. પણ હે અર્જુન ! મારે મતે તો કર્મસંન્યાસ કરતાં કર્મયોગ ચડીઆતો છે. કેમકે જ્ઞાનની પ્રાપ્તિ પછી જ તો સાચા અર્થમાં કર્મ કરવાની મહત્તા છે. જ્યાં સુધી જીવીએ ત્યાં સુધી નિઃસ્વાર્થભાવે, જગતના કલ્યાણ અર્થે, ઇશ્વરે આપેલાં તન, મન, ધન અને બીજી બધી શક્તિઓને યોજીએ તો તેમાં જીવનની ધન્યતા છે. જગતને ઉપકાર છે અને જ્ઞાનની મૂલવણી છે. ચન્દન, સોનું કે શેરડી જે શીખવે છે તે આ જ છે. ઘસાય ઘસાય અને છેવટના ઘસારાએ પણ ચન્દન તો સુગન્ધ જ દે. તવાય તવાય અને છેવટની તાવણીએ પણ સોનું તો વિશુદ્ધ જ નીકળે પીલાય પીલાય અને છેવટની પીલવણીએ પણ શેરડી તો મધુર રસ જ દે. આપણાં પોતાનાં જ સ્વરૂપભૂત જગતને માટે ઘસાવું અને સુગન્ધ દેવી, તવાવું અને વિશુદ્ધિ દેવી, પીલાવું અને મધુર રસની છોળ ઉછાળવી એ કર્મયોગનું રહસ્ય છે.

વળી હે પ્રિય અર્જુન ! કેવળ ભગવાં લુગડાંમાં તો સંન્યાસ નથી ! રાગદ્વેષ ને દેશવટો દેવામાં નિત્ય સંન્યાસ છે. કેમકે ગમો કે અણગમો-એ બન્નેથી પર થનાર માનવી નિરાંતે બંધનમાંથી છૂટે છે. આથી જેણે નિત્ય સંન્યાસી થવું હોય તેણે તો રાગદ્વેષનો સંન્યાસ કરવો

પર હે અર્જુન ! જેઓ સૂક્ષ્મ વિચાર કરવામાં ધીર છે તેઓ જ્ઞાનયોગ અને કર્મયોગની ભૂમિકામાં બેસે છે. હું તો પ્રયોગમાં ધીરને માટે વધારે કહું છું. વિવેક ધીર થવા તને ઉપદેશ કરું છું. અને આથી જ કહું છું કે જેને તું સન્યાસ નામે ઓળખે છે તે યોગ વગર મળવો જ મુશ્કેલ છે આથી ઉલટું જે કર્મયોગી છે અને વિચારશીલ છે તે થોડા વખતમાં જ ઈશ્વરને ઓળખી શકે છે. જે યોગી છે તેનું હૃદય ચોખ્ખું થાય છે. તેનો શરીર વગેરેનો અનુભવ સ્વાધીન થાય છે. તેની ઇન્દ્રિયો કાબુમાં આવે છે. તેની નજરમાં સર્વત્ર ઈશ્વરનું દર્શન હોય છે. આવો પુરુષ જે કર્તવ્ય કર્મ કરે તો તેને બંધન થતું નથી. કેમકે તેને તો ઇન્દ્રિયો ઇન્દ્રિયોના અર્થમાં વર્તે છે એવું અનુભવાત્મક જ્ઞાન હોય છે. ઇન્દ્રિયો વગેરેનું જે કર્તાપણું છે તેને તે પોતાના ઉપર આરોપતો નથી. તે બધું કરતા છતાં 'હું કશું કરતો નથી' એવી નિશ્ચયાત્મક ધારણાવાળો થાય છે. તત્ત્વનો જાણકાર હોઈને તે વર્તતો છતાં વર્તતો નથી.

હે અર્જુન ! તારે પણ જો તત્ત્વના જાણકાર અને કર્મયોગી થવું હોય તો ઉપાય બતાવું. બાળક જેમ પિતાના ઉપર તેમ તું પરમાત્માના ઉપર હૃદયનો ભાવભર્યો ભરોસો રાખ. તેને બધું સોંપી દે. તારે ફાળે આવેલાં કર્તવ્યો આસક્તિ વગર કર. કર્મફળનો ત્યાગ કરનાર અને કર્મમાત્રનું ઈશ્વરને દાન દેનાર આ સંસારમાં જળકમળવત્ રહી શકે છે. પાપ તેને અડી શકતું નથી. કેમકે તેના કર્મ કરવા પાછળ એક જ હેતુ હોય છે અને તે જનની

વિશુદ્ધિ. વળગણ છોડીને તેવો પુરુષ કર્મમાત્ર આત્મશુદ્ધિ માટે જ કરશે. જે માણસ ફલને તજે છે તે નૈષ્ઠિક શાન્તિ પામે છે. આથી ઊલટું જે ફળને વળગે છે તે, તે તે ફલના આકારે બંધાય છે. આથી ડાહ્યો માણસ તો આ શરીરમાં વસતાં છતાં નથી કરતો કે નથી કશું કરાવતો. કેમકે તેનામાં અહંતા કે મમતા હોતી નથી. અને અહતા અને મમતા વગરનો માણસ અને પરમાત્મા જૂદા નથી. પરમાત્મા પણ કોઈને માટે કર્તાપણું કે કર્મો સર્જતા નથી. નથી તો તે તે કર્મના ફલનો તે તે જીવને સંયોગ કરાવતા. પરમાત્માની નિષ્પક્ષપાત નજર માત્રથી સ્વભાવ –પ્રકૃતિ પ્રવર્તી રહી છે. એટલે કે હે અર્જુન ! કર્તાપણાનો અને ભોક્તાપણાનો ભાવ તથા કર્મો એ ત્રણે પ્રકૃતિનાં છે. જીવનાં એ નથી તો પછી પરમાત્માના તો હોય જ ક્યાંથી? અને જીવાત્મા અને પરમાત્મામાં મૂળે ભેદ પણ નથી જ. તો સાચું સમજવાનું એ છે કે પરમેશ્વર નથી તો કોઈ જીવનુ પાપ નિષ્ફળ કરતા, નથી તો કોઈ જીવનું પુણ્ય નિષ્ફળ કરતા. ઈશ્વર રાગદ્વેષથી પર છે અને તેથી તેનામાં વિષમતા નથી. આ બધી ઉપાધિ છે તે અજ્ઞાનની. અજ્ઞાનને લઇને જળમાં સ્થલની અને સ્થલમાં જળની ભ્રાન્તિ ઉપજે છે. આ અજ્ઞાન જ્ઞાનને ઢાંકી દે છે. તેથી જીવમાત્ર મૂર્છિત થાય છે. પરંતુ જેનું અજ્ઞાન સાચાં જ્ઞાનથી નષ્ટ થાય છે તેમનું જ્ઞાન તો આ બધીય બાબતોમાં સૂર્યની પેરે જળહળ જળહળ થયા કરે છે, જેને જ્ઞાન થાય છે તેની બુધ્ધિ-મન-ક્રિયા જીવનની તત્પરતા

આ બધું ઉદરમાં નિપાયલું હોય છે. આત્માનાં પાપો ધોવાય છે. તેથી તેઓ મોક્ષ પામે છે.

હે અર્જુન! તારી આગળ કર્મયોગીની શી શી મહત્તા વર્ણવું.! તેની દૃષ્ટિ સમાન હોય છે. એટલે કે તેની નજરમાં પ્રાણીમાત્ર, એક આત્માના જ આવિષ્કાર રૂપ છે. પ્રાણીઓમાં જે અનન્ત વિવિધ ભેદ જણાય છે તે પ્રકૃતિનો પ્રપંચ છે એમ તેને અનુભવથી સમજાય છે. આ રાગદ્વેષથી પર, જે સમાન દૃષ્ટિ છે તે જેનામાં હોય તે બધાને ઉત્તમ એમ જાણવું. કેમકે તે પરમાત્માનો સમાનધર્મી છે. અને આથી જ તે નિર્દોષ હોઈને નિર્દોષ બ્રહ્મમાં સ્થિતિવાળો હોય છે. જેને પરમાત્મામાં પ્રતિષ્ઠા મળી છે તેનું સૌથી મોટું લક્ષણ તો એ છે કે તેવો પુરુષ પ્રિય કે અપ્રિયની પ્રાપ્તિથી નથી તો હરખાતો કે નથી તો કરમાતો. પરમાત્માનો જેને દર્શનનો સંયોગ છે તે અખૂટ સુખને પામે છે.

હે અર્જુન! નિત્ય-સંન્યાસની પૂરી મેં તને સમજાવી. બાકી જે માણસ બહારના પદાર્થોમાં લોલુપ હોય છે તે સદા દુઃખમાં જ સબડે છે. શાણો માણસ તે દુઃખથી પદાર્થોમાં ન લોભાય! અર્જુન! જીવનનું રહસ્ય હું તને ક્યાં સુધી કહું! કામ અને ક્રોધના આવેગને જે સહી શકે, રાગદ્વેષને જે મ્યાન કરી શકે, તે માણસ સુખી છે. તે સિવાયના બધા દુઃખી છે. જે માણસને, સુખ, આરામ, સાચો પ્રકાશ-બહાર નથી પણ અંદર છે એમ સમજાય છે, તેને સુખ આરામ અને સત્ય પ્રકાશ મળે છે.

તેને જ બ્રહ્મસુખ મળે છે. પરમાત્માની પ્રાપ્તિ ઋષિઓને થાય છે. પણ કેવળ ઋષિને નહીં. જેના પાપો ક્ષીણ થયાં છે અને તે ઉપરાંત જે ઋષિ=દ્દષ્ટા છે તેને પરમાત્મા મળે છે. તેના સંશય દૂર થાય છે. તે પ્રાણીમાત્રના ભલામાં ઇચ્છે કે ન ઇચ્છે તોએ લીન રહે છે. હે પ્રિય! કામ અને ક્રોધને જીતનાર માટે બધે જ ઇશ્વરદર્શન હોય છે. આથી જેને ઇશ્વરનાં દર્શન કરવાં હોય તેણે બહારના પદાર્થો ઉપરની મમતા દૂર કરવી. ઇન્દ્રિયો, મન અને બુધ્ધિને કાબુમાં આણવાં. તીવ્ર મુમુક્ષુતા કેળવવી ઇચ્છા, ભય, ક્રોધને દેશવટો દેવો. જે આમ આચરે તે છૂટે. હે અર્જુન! તેવા જીવને પરલોકમાં પણ બન્ધન થતું નથી કેમકે હું-પરમાત્મા યજ્ઞ અને તપનો રક્ષક છે; સર્વલોકનો હું મહાન ઇશ્વર છું; સામો ઉપકાર લેવાની ઇચ્છા વગરનો હું દરેકના ઉપર અનન્ત ઉપકારો કરનારો છું. તે મને આવો જાણે છે અને આથી તે શાન્તિ પામે છે.

॥ इति कर्मसंन्यासयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ૐ

## અધ્યાય ૬ ઠ્ઠો

સંજય કહે છે કે હે રાજન્ ધૃતરાષ્ટ્ર! ભગવાનને જાણવાથી શાન્તિ મળે એમ આગલા અધ્યાયને અંતે અર્જુનને કહેવામાં આવ્યું. ભગવાનને જાણવાને માટે બે માર્ગો છે. સંન્યાસ અને યોગ પરંતુ એ બન્ને માટે અમુક પૂર્વભૂમિકા જરૂરી છે. એ પૂર્વભૂમિકા તે યોગશાસ્ત્રમાં જણાય એવી ચિત્તની એકાગ્રતા છે. એ એકાગ્રતા કેવી રીતે મળે એ શિષ્યને જણાવવું રહ્યું. આથી સિંહાવલોકન કરતાં ભગવાન અર્જુનને કહી રહ્યા છે કે હે પાર્થ! કર્તવ્ય કર્મને, ફળની ઇચ્છા વિના, કર્તવ્ય જાણીને જે કરે છે તે યોગી છે તે સાચો સંન્યાસી છે. બાકી જે કર્તવ્યને છોડીને હાથપગ સંકોરી, સંન્યાસને બહાને જડ થઈ જાય તે નથી સંન્યાસી, નથી યોગી. તે ઢોંગી છે. વળી સંન્યાસ અને યોગ એ બે જુદા પદાર્થો નથી. બન્નેમાં ફળની ઇચ્છાનો ત્યાગ સમાન છે. એ બન્નેની જડ છે ફળના સંકલ્પના ત્યાગમાં. આથી જેણે યોગી થવું હોય તેને માટે વગર આસક્તિએ કર્તવ્ય કર્મ કરવું જરૂરી છે. વળી જે યોગ ઉપર આરૂઢ થઈ ચૂક્યો છે તેને માટે પણ કર્તવ્ય કરવું આવશ્યક છે. તેવાને માટે સ્વાર્થ એ પ્રેરક હેતુ નથી પણ લોકનું

કલ્યાણુ એ પ્રેરક હેતુ છે. હે પ્રિય અર્જુન! હું તને યોગારૂઢની નિશાનીઓ પણ કહું. ઈન્દ્રિયોના વિષયોમાં જે લપટાતો નથી, કર્મમાં જે અહંતા-મમતા રાખતો નથી, સ્વાર્થી સંકલ્પમાત્રનો જે મનથી ત્યાગ કરે છે તે યોગારૂઢ છે.

હે અર્જુન! તું કદાચ પૂછશે કે માણસ યોગારૂઢ થાય કેવી રીતે? તે માટે હું તને ઉપાય બતાવું છું. દરેકે જાતે જાતનો ઉધ્ધાર કરવા યત્ન કરવો. કદી જાતને પાડવી નહિ. આનું કારણુ એટલું જ છે કે માણસ પોતે જ પોતાનો શત્રુ અગર તો મિત્ર હોય છે. જે પોતાના મનને વશ કરે છે તે પોતે પોતાનો મિત્ર છે. જે પોતાના મનને વશ કરતો નથી તે પોતે જ પોતાનો શત્રુ થાય છે. બાકી આ દુનિયામાં કોઈ કોઈનો શત્રુ કે મિત્ર નથી. શત્રુતા કે મિત્રતા એ પોતાના વર્તનનું જ પરિણામ છે. આથી જે જાતે જાતને જીતે છે તે પ્રશાન્ત થાય છે. તેનું મન ઠંડી-ગરમી, સુખ-દુ:ખ, માન-અપમાન વગેરેમાં વિકાર વગરનું હોય છે. તેવો માણસ જ્ઞાન અને અનુભવથી ધરાયેલ હોય છે. તે નિશ્ચલ બને છે. જિતેન્દ્રિય હોય છે. દુનિયાએ ગણેલી કિંમતી કે અકિંમતી ચીજમાં તેની દૃષ્ટિ કેવળ વ્યવહાર પૂરતી ઉપયોગિતા જ જુએ છે. આવો જે થાય તે યોગી કહેવાય. આનો અર્થ એ થયો કે જેની બુદ્ધિમાં સમતા=રાગદ્વેષરહિતતા હોય. એટલે કે જે યોગી છે તે બધે રાગદ્વેષથી પર થઈને વર્તે છે. તેની નજરમાં એક જ આત્મા અનેક પ્રકારની પ્રકૃતિ સાથે સંયુક્ત થઈને વિવિધરૂપે ભાસે છે. આથી તેની દૃષ્ટિ

એના રહેલા આત્મા જાગ્રત કરે છે. પ્રકૃતિની વિષમતાથી તેની સમજમાં વિષમતા આવતી નથી.

હે વ્હાલા અર્જુન! આ જાતની યોગનિષ્ઠ કેળવવા હું તને માર્ગ બતાવું. યોગી થવા ઇચ્છનારે એકાન્તમાં એકલા બેસવું. નહિવત્ વસ્ત્રો પહેરવાં. મન અને દેહને કાબૂમાં આણવાં. ફલસંકલ્પનો ત્યાગ કરવો. આટલું કરતાં કરતાં મનને એકાગ્ર કરવા પ્રયત્ન કરવો. પવિત્ર જગ્યાએ સુખાસીન અને ઊંચું પોતાનું આસન જમાવવું. તેના ઉપર બેસી, પરમ પ્રેમથી, હૃદયની વિશુદ્ધિ કેળવવા માટે, મનને એકાગ્ર કરવા યત્ન કરવો. એ પ્રયત્ન કરતી વેળા સ્થિર આસને બેસવું, આમતેમ જોવું નહિ. મનમાંથી રાગદ્વેષને હાંકી કાઢવા. ભયને દૂર કરવો. વિવેકપૂર્વક ઇન્દ્રિયોને ખાળવી. મનને રોકવાનો પ્રયત્ન કરતાં ઈશ્વરમાં હૃદયને વિલીન કરવા યત્ન કરવો. એટલે કે પરમ પ્રેમે ઈશ્વરનું મનથી અને હૃદયથી ચિન્તન કરવું. પ્રભુના ગુણાનુવાદમાં–મનનમાં–ધ્યાનમાં જો માણસ આમ રોજ તત્પર રહે તો તેનું મન ઠરે. તેનું હૃદય શાંત થાય. પરમેશ્વરમાં જે શાન્તિ, નિર્વિકારિતા અને પ્રસન્નતા રહેલી છે તે તેનામાં આવે. હે અર્જુન! તું કર અને જો. હાથનાં કંકણને માટે આરસીની જરૂર નથી.

પણ હે અર્જુન! આ ઠેકાણે એક ચેતવણી આપી દેવી જરૂરી છે. જો તું ચિત્તની પવિત્ર એકાગ્રતારૂપ યોગને કુદરતી કરવા ઇચ્છતો હોય તો ખાતેપીતે, હરતેફરતે, બોલતેચાલતે, ઊંઘતે અને જાગતે, પ્રમાણ જાળવજે. દિનચર્યામાં જે પ્રમાણ જાળવતો નથી તેને યોગ પ્રાપ્ત

થતો નથી આહાર-વિહાર, કર્મ, ઊંઘ અને જાગરણ વગેરેમાં જેની ચેષ્ટા પ્રમાણથી માપેલી હોય તેને માટે યોગ દુઃખનાશક થાય છે

હવે હું તને આ યોગ સિદ્ધ થયો કે નહીં તેનું જાતે જ અનુભવાય એવું લક્ષણ કહું છું આ કસોટી છે એના ઉપર રોજ તું તારો તાગ મેળવજે અને જ્યારે તાગ પૂરો મળી રહે ત્યારે જાણજે કે તું યોગસિદ્ધ થયો છે યોગસિદ્ધના બે ચિહ્નો છે મન આત્મામાં જ રમતું રહે એ પહેલું લક્ષણ છે સતી જેમ પતિને તેમ મન જ્યારે આત્માને છોડીને ક્યાંયે ન વસે ત્યારે જાણવું કે યોગ સિદ્ધ થયો છે બીજું લક્ષણ એ છે કે જેને જેને યોગ સિદ્ધ થયો છે અને યોગદ્વારા આત્માનું દર્શન થયું છે તેની દુન્યવી પદાર્થો માટેની ભૂખ અને તરસ ટળી જાય છે પદાર્થમાત્રમાં તે નિઃસ્પૃહ થઈ જાય છે આત્મામાં આ તૃપ્તિને લીધે પદાર્થો ઉપર જે સ્થિર અરુચિ તે યોગારૂઢનું બીજું લક્ષણ છે જે માણસને યોગ સિદ્ધ થયો છે તેનું મન પવન વગરની જગ્યામાં રહેતા સ્થિર દીવાની માફક આત્માને અને બીજાને પ્રકાશિત કરનારું હોય છે મીઠાની પૂતળી જેમ સમુદ્રમાં ડૂબી સમુદ્રમય બની જાય તેમ આત્મામાં રમેલું મન આત્મમય થઈ જાય છે એ વખતે આત્મા આત્માવડે આત્માને જ બધે જુવે છે અને આત્મામાં જ પ્રસન્ન રહે છે આ આત્મદર્શનનું જે સુખ છે તે જાત અનુભવે જ જણાય એવું છે એ સુખ ઇન્દ્રિય સુખથી પર છે એ છેવટનું સુખ છે એ સત્જ્ઞાનનું સુખ પામીને માણસ કદી

કરતાં મનને બકરાં જેવુ કરી, આત્મસિંહ આગળ ધરી દે. આત્માનો પ્રકાશ ઝીલવાની યોગ્યતા આપવા જતા મન વારંવાર છટકશે દૂર દૂર ભાગશે–તને હંફાવશે. પણ ગભરાતો નહીં. શ્રધ્ધા રાખજે કે મન છેવટે તો આત્માનું ગુલામ છે, આત્માની સવારીનું સાધન છે. ગબડી ગબડીને પણ તું પાછો બેઠો થજે. મનને આત્માને જ અધીન કરજે. અભ્યાસ અને વૈરાગ્યના નિરન્તર પ્રયોગથી મન શાન્ત થશે અને મનની શાન્તિ થતા પેલો બ્રહ્માનન્દ તને શોધતો આવશે. એ બ્રહ્માનન્દ આઘે હતો જ નહીં. અંદર જ હતો અને રુંધાયેલો હતો એ તો પેલાં કસ્તૂરી મૃગના જેવો ઘાટ થયો ! ડૂંટીમાં જ તીવ્ર પ્રસન્ન સુગંધ હતી અને હરણુ વનવન ભમી આવ્યુ ! અંતરમાં જ પ્રસન્ન અને અક્ષય્ય આનન્દ હતો, પણ મન તે શોધવા બ્રહ્માંડમાં ઘૂમી વળ્યું ! તે જ્યારે અંદર ઊતર્યું, શાંત થયું કે તરત બ્રહ્માનન્દનો સમુદ્ર રાત્રિદિવા ગર્જના કરી રહ્યો છે એમ જુવે છે અને તેમાં હમેશને માટે ડૂબી જાય છે. આમ ધીરે ધીરે મનને આત્મામા નવરાવવાનો પ્રયોગ થતાં છેવટે તે અત્યંત પવિત્ર બને છે અને યોગીને સાચું અને અવિનાશી સુખ આપે છે અને જેનુ મન પવિત્ર એકાગ્રતાની પ્રવાહી સ્થિતિમા હમેશાં રહે છે તેને કર્મયોગની મહત્તા સમન્વય છે તેવો પુરુષ પ્રાણીમાત્રમાં નિજરૂપ ભાળે છે. નિજરૂપમાં તે પ્રાણીમાત્રને ભાળે છે. આથી તે સર્વત્ર એકરસ આત્માનો દૃષ્ટા થાય છે. બધે તે ઇશ્વરની અગોચર માયા અને લીલાને અનુભવતો થાય છે. જે બધે ભગવાનને અને બધામાં ભગવાનને

તેની નજર આગળથી ઈશ્વર કદી આઘે ખસતા નથી. તે ઈશ્વરની નજરથી કદી વેગળો થતો નથી. આવો મનુષ્ય કર્તવ્ય કર્મમાં વર્તે છતાં તે ઈશ્વરમાં જ રહે છે. આવી જગતપાવિની દૃષ્ટિને પામેલો આત્મદર્શી યોગી સદા કર્તવ્યમા એકાગ્ર રહે છે. કેમકે તેને સમજાયું છે કે જેમ મને સુખ ગમે અને દુઃખ દમે છે તેમ પ્રાણીમાત્રને સુખ ગમે છે. દુઃખ દમે છે. આથી પ્રાણીમાત્રનું જેમાં સુખ હોય તેવાં કર્મોમાં તે ઉદારાત્મા સદા વર્તે છે. જાતનો દાખલો એ જ તેના વર્તનનું ધોરણ હોય છે. આવો કર્મયોગી શ્રેષ્ઠ હોય તેમાં શી નવાઈ? હે અર્જુન! તને આ જીવનની મેં ગૂઢ વાત કહી.

હે રાજન્! ભગવાને કર્મયોગની આ રહસ્યમય પૂર્વભૂમિકા સમજાવી તે સાંભળીને અર્જુન તો છક જ થઈ ગયો. ભગવાનની વાણીનું તેને ભારે આકર્ષણ લાગ્યું, પણ સાથે એક શંકા પણ ઊઠી. તે કહેવા લાગ્યો: આપે કહેલો યોગ અને તેનું ફળ તો હું સમજી શકું છું. પણ તેમાં આંટી એ છે કે મનની આવી સ્થિર સમતા રહેવી મને અશક્ય લાગે છે. મન ચંચલ છે. પારાની જાતનું છે. વલોવી નાખે એવું હોય છે. બળવાન અને દુર્ભેદ્ય છે. એવાં મનને કાબૂમાં રાખવું અને વાયુને મૂઠીમાં રાખવો એ બન્ને બરોબર છે. તો આ આંટીનો ઉકેલ શો?

અને ભગવાન તો આ સાંભળી હસ્યા. અર્જુનને કહેવા લાગ્યા: ભલા! તું પણ ગજબનાક વાત કરે છે ને! પ્યારા! હું તારી આગળ વાતનાં વાં[illegible]

આશાના લાડુ નથી ધરતો. આ તો ધૈર્યવીર અને પુરુષાર્થપ્રવીણ પુરુષનો પથ છે. મન તું કહે છે તેવું છે જ. એની ના પડાય! પણ એને વશમાં આણવાના ઉપાયો આચર્યા? કે તે પહેલો જ કલ્પનામાત્રથી ડરી ગયો? જો, તીવ્ર વૈરાગ્ય અને લાંબા કાળ સુધી નિરન્તર પ્રેમપૂર્વક સેવેલો અભ્યાસ મનને વશ કરી શકે છે. આ ઉપાયોનું આચરણ તો ન કરે અને સિધ્ધિ તો માંગે-તે દયાપાત્ર છે. માટે ઉપાય યોજ અને પછી મને કહે. તારો પ્રયત્ન જો યોગ્ય હશે અને યોગ્ય દિશામાં હશે તો બે ને બે જેમ ચાર થાય જ તેમ તને યોગસિધ્ધિ મળે જ. મન વશ થાય જ. શંકાને એમાં સ્થાન નથી. હાં, કેવળ ચર્ચાપ્રિયને-આ ગળે નહીં ઊતરે.

ભગવાને જ્યારે આમ અર્જુનનું સમાધાન કર્યું ત્યારે એક બીજી શંકા ફૂટી નીકળી. સાધકમાત્રની એ શંકા છે. સૌના પ્રતિનિધિરૂપ અર્જુને જણાવ્યું: ભગવન્! આપની વાત તો બરાબર છે. માણસે વૈરાગ્ય અને અભ્યાસનો આશરો લેવો જોઈએ. પણ એ કાંઈ દિવસ બે દિવસનો પ્રયોગ છે? એમાં તો કદાચ જીવન પણ ખપી જાય અને છતાં સિદ્ધિ ન મળે. તો સિદ્ધિ મળ્યા પહેલાં જ જો કોઈ મરણના પંજામાં ઝડપાઈ જાય તો તે બિચારો તો ધોબીના કૂતરાની પેરે ન રહે ઘરનો કે ન રહે ઘાટનો! વાદળાંની માફક બિચારો મધ્યાકાશમાં જ અટવાઈ જાય! ઝાડીમાંનું પપી લેવા જતાં તેનું તો હાથમાંનું પણ જાય! પ્રભો! આ સંશય મને ફોલી રહ્યો છે. આપ સિવાય એ કોણ ટાળે?

હે ધૃતરાષ્ટ્ર! અર્જુનની આ શંકા સાંભળતાંવેંત ભગવાન તો વધુ દયામય થયા! અર્જુનની અધૂરી સમજ માટે તેમને કૃપા વછૂટી. તેઓ કહેવા લાગ્યાઃ પ્યારા અર્જુન! તું કેવું અદ્ધર ફૂટે છે? કોઈ ઘઉં વાવે ને બાવળ લણે એવું તે કાંઈ બને ખરૂં? જે કલ્યાણનું આચરણ કરે તેનું કદી અકલ્યાણ થાય ખરૂં? હે પ્રિય અર્જુન! નક્કી જાણ કે તેવાની કદી દુર્ગતિ થતી નથી. તેવા પુરુષની સાધના જો આ જન્મે અધૂરી રહે તો તેને પૂરી કરવા તે બીજા જન્મે પવિત્ર પુરુષોના ઘરે જન્મે છે અગર તો યોગીઓના કુલમાં જ જન્મ લે છે. યોગીઓના વંશમાં જન્મ થવો ખરે! દુર્લભ છે. તેવે ઠેકાણે જન્મી જ્યાંથી અધૂરૂં હોય ત્યાંથી તેવા પુનશ્ચ હરિઃ ૐ કરે છે. તેની આગલી સાધના કદી નિષ્ફળ જતી નથી. ઉલટી તે સહાયક નીવડે છે. જ્યાંથી અટક્યો ત્યાંથી આગળ ધપે છે. આથી આ ચિન્તાનો વિષય નથી. એચાર જન્મે તેની સાધના પૂરી થાય છે. ને શુદ્ધતમ થાય છે અને શુદ્ધિ પછી તો લાગલી જ જીવનસિદ્ધિ હોય છે. માટે હે વહાલા અર્જુન! તું બીજી બધી ખટપટ છોડ. એકાગ્ર કર્મયોગી બન. તારાં હૃદયને મારામાં જડી દે. શ્રદ્ધાળુ થા. હું કહું તેમ કર. તું ઉત્તમ યોગી બનશે. શ્રેષ્ઠ ગતિ પામશે.

॥ इति आत्मसंयम योगः ॥

: ॐ तत्सत् ॥

ૐ

## અધ્યાય ૯ મો

હે રાજન્! ચન્દ્ર, સાગર અને કોઠડીમાં જેમ પર્વે પર્વે સ્મોદય થાય છે તેમ અધ્યાયે અધ્યાયે ભગવાનની વાણીમાં રસોદય થતો જાય છે. આગના અધ્યાયમાં ભગવાનને ભજવાનો આદેશ અર્જુનને કર્યો તો ભગવાન સ્વરૂપે કેવા છે તે સમાવવું રહ્યું. સાથી હવે ભગવાન પોતાનું સ્વરૂપ કેવું છે તે બતાવતા કહી રહ્યા કે અર્જુન મારા મૂળ સ્વરૂપને ખરે ખર જાણવું હોય તો હું કહું તેમ તું કર જો ગાનમાં મનની લગની લગાડ મારા આશ્રયે રહે આટલી પ્રાથમિક શરત પૂરી કરીને જો તું યોગનો અભ્યાસ કરશે તો મારુ પારમાર્થિક સ્વરૂપ તને સમજાશે હું તો તને અત્યારે મારુ પરમ સ્વરૂપ કહું છુ એ જાણ્યા બાદ જાણવાનુ કશુ બાકી રહેતુ નથી પણ તારો અનુભવ એની સાથે બંધબેસતો આવે છે કે નહીં તે તું તપાસી લેજે કેમકે છેવટે તો તારે તારા અનુભવે તરવાનુ છે આ પહેલા એક વાત સ્પષ્ટ કરી લઉ મારુ સ્વરૂપ-જ્ઞાન મેળવવું ખૂબ જ મુશ્કેલ છે હજારોમાંથી કોઈ એકાદ તે મેળવવા મહેનત કરે છે અને મહેનત કરનારાઓ પૈકી પણ જવલ્લેજ કોઈક મને તાત્ત્વિક રૂપે જાણી શકે છે માટે તું મૂઝાતો નહીં મારુ સ્વરૂપ જ્ઞાન

મેળવવા ઇચ્છનારમા ખૂબ જ ધીરજ, જાગૃતિ, ખત, ઉદ્યોગ અને નિગ્રહી માનસ હોવું ઘટે. હું "સર્વલક્ષણ-લક્ષણ્યત્વભાગ લક્ષણોથી લક્ષમા આવું," એવો છું અને આથી તો જગતમા નાસ્તિકવાદથી લઈને તે અજાતિવાદ સુધીના વાદો હસ્તીમા આવે છે. મારો પ્રેમી સ્યાદ્વાદી= નિરાગ્રહી છતા પોતાને માટે જે સ્વરૂપ સમજાય તેનો પોતાપૂરતો આગ્રહી હોવો ઘટે.

હે અર્જુન! મારી બે પ્રકૃતિ છે એક અપરા અને બીજી પરા એટલે કે બે શક્તિઓદ્વારા હું પ્રકટ થઈને વર્તી રહેલ છુ. એમા જે અપરા પ્રકૃતિ છે તે જડ છે જે આ અપરા પ્રકૃતિ છે તે પૃથ્વી, પાણી, તેજ, વાયુ આકાશ મન, અહંકાર અને બુદ્ધિ આ આઠ રૂપે વહેચાયેલી છે. મારી જે પરા પ્રકૃતિ છે તે ચેતન સ્વરૂપ છે તે આ અપરા પ્રકૃતિને ધારણ કરી રાખે છે બીજા શબ્દોમા કહુ તો હે અર્જુન!- જડ અને ચેતન સ્વરૂપ મારી શક્તિઓની લીલા-વિલાસ એટલે જ આ જગત છે આ જગતરૂપી લીલાનો ઉપજાવનારો, ટકાવનારો અને સંકેલનારો હુ છુ અને આથી મારાથી પર બીજુ કશું નથી. મણકાઓમા જેમ દોરો તેમ, વસ્તુમાત્રમા હું ઓતપ્રોત છુ વસ્તુમાત્રમા આત્મતત્ત્વરૂપે હું જ ભરચક ભરેલ છુ. મારા વિનાનો કોઈ ઠાલો ઠામ નથી. દાખલા તરીકે હે અર્જુન! પાણીમા રસરૂપે, સૂરજ ચંદ્રમા પ્રકાશરૂપે, વેદોમા ૐકારરૂપે, આકાશમા શબ્દરૂપે, નરમા પુરુષાર્થરૂપે હું જ વસુ છુ, પૃથ્વીનો પવિત્ર ગંધ, અગ્નિનું તેજ, પ્રાણીમાત્રનું જીવન અને તપસ્વીઓનુ તપ હુ છું.

હે પાર્થ ! પ્રાણીમાત્રમા મજાતીય પ્રા નિ ઉપન્ન કરવાની શક્તિરૂપ જે બીજ છે તે હું છુ બુદ્ધિમાનોની બુદ્ધિ તેજસ્વીઓનુ તેજ, બળવાનોનુ રાગદ્વેષરહિત બળ હુ છુ તે ઉપરાત ધર્મથી વેગળો ન હોય એવો પ્રાણીમાત્રમા કામરૂપ હું છુ ટૂકમા તને એટલે જ કહું કે સત્વિક રાજસિક અને તામસ પદાર્થ મારા માર્ગમાથી પેદા થય છે તે બધા મારે આધારે છે પણ હુ તેમને આધારે નથી અર્થાત્ હુ છુ તેથી જગત છે જગત છે માટે હુ છુ એમ નથી જગત હો કે ન હો હુ તો હોવાનો જ

આવા રૂપે પ્રાણીઓ મને નથી જાણી શકતા તેમા એક મારે કારણ છે હે પાર્થ ! તે કારણ હુ તને કહુ સાત્વિક રાજસ અને તામસ પદાર્થોથી એટલે કે શરીર, ઇન્દ્રિયો અને વિષયરૂપે પરિણામ પામેલા આ ત્રણ ગુણોના પ્રભાવે આખુ જગત મૂર્છિત થયેલુ રહે છે અને તેથી હુ એ ત્રણે ગુણોથી પર અને અસ્પૃષ્ટ છુ, એમ સમજાતુ નથી ખેર ! મારી આ ગુણમયી દૈવી માયા તરવી મુશ્કેલ છે જે મને જ સેવે છે, બાળક જેટલા વિશ્વાસથી જે મારો જ પાલવ પકડે છે તે જ એને તરી જાય છે બાકી બીજા બધા તો એમા ડૂબી જ જાય છે જે માણસો કાળા કર્મો કરે જેઓ વિવેક દશાએ મૂર્છિત હોય જેમનુ જ્ઞાન માયા ચોરી ગઈ હોય જેઓ આસુરી ભાવોમા મશગૂલ હોય તેઓ કદી મારો પાલવ પકડી શકતા નથી તેઓ તો ઉલટા માયામા પગે પગે વધારે ઊંડા ખૂચાતા જાય છે

પણ હે અર્જુન ! જગતમા કાઈ એકના કાળા કર્મો

કરનારા જ વસતા નથી. ધોળાં કર્મ કરનારાઓનો પણ અહીં રોટો નથી. ચાર પ્રકારના પુણ્યશાળી માણસો મને ભજે છે. એક દુઃખી માણસ. બીજો જિજ્ઞાસુ. ત્રીજો અર્થલોલુપ અને ચોથો જ્ઞાની. આ ચારમાં પણ જે જ્ઞાની છે તેની તો બલિહારી જ જૂદી છે. તે હંમેશાં કર્મયોગમાં મશગૂલ હોય છે. મારા ઉપર તેનો સતી જેવો પ્રેમ હોય છે. તેને માટે હું અને મારે માટે તે પરમ પ્રેમનું પાત્ર હોય છે. બાકીના ત્રણ પ્રકારના મારા સેવકો પણ જો કે ભલા આદમીઓ જ છે, પણ જ્ઞાનીની વાત જ જૂદી છે. હે પ્યારા અર્જુન! વધારે તો શું કહું? જે માણસ સાચે જ મને ઓળખે તે મારું જ સ્વરૂપ છે. તે યોગી છે. હું જ સર્વથી ઉત્તમ આશ્રય છું એમ સમજીને તે મને વળગેલો હોય છે. આવો સમજુ પુરુષ મળવો મુશ્કેલ છે. કોલસે કોલસે હીરો ન પાકે ને વને વને ચંદન ન ઉપજે. અનેક જન્મની સાધના જ્યારે ફલ આપવા તત્પર થાય ત્યારે જ્ઞાની માણસ મને વળગે છે. આ બધુંય ભગવાન જ છે આવી નિરન્તર, છિદ્ર વગરની સમજણવાળો મહાત્મા, મળવો મુશ્કેલ છે.

આવા ભક્ત સિવાયના બીજા બિચારાઓ તો દુન્યવી પદાર્થોને મેળવવાની ઇચ્છાવાળા હોય છે. તેઓ તેમની મતિ પ્રમાણે ચાલતા હોઈને બીજા ક્ષુદ્રદેવોનો આશ્રય લે છે. તે દેવો પાસેથી મનગમતા પદાર્થો મેળવવાને મહેનત કરે છે. હે પ્રિય અર્જુન! એ બિચારાઓ દયાપાત્ર છે. તેવાઓને પણ હું કેવી રીતે ઉપકૃત કરું છું તે તું જાણ. જેની જે દેવના ઉપર શ્રદ્ધા હોય, જે જેને પૂજવા માંગતો

હોય તેની તે દેવમાં હું જ અચલ શ્રદ્ધા કરાવું છું. કેમકે હું સૌનો અંતર્યામી છું. મારી ન ઓળંગી શકાય એવી પ્રેરણાથી તેવો પુરુષ, શ્રદ્ધાળુ થઈને, પોતાના મનમાન્યા દેવને આરાધે છે. પોતાની ઇષ્ટ કામના મેળવે છે. પણ તે બિચારાઓને ખબર નથી કે તેમની મનની કામના કોણે પૂરી છે. તેઓ એમ સમજે છે કે અમુક દેવે મારી કામના પૂર્ણ કરી, પણ હું જાણું છું કે તેઓ અણસમજુ છે. હે અર્જુન! મેં ઇશ્વરે માણસને, અને મારા પુત્ર માણસે ઘણા દેવોને પેદા કર્યા છે. બાકી મો વાતની એક સત્ય વાત તો એ છે કે આ જગતમાં કર્મનું ફળ આપવાની સત્તા મે કોઈને સુપ્રત કરી નથી, દેવો પણ મારી આજ્ઞાથી ફલદાયી નિવડે છે. અસ્તુ હે અર્જુન! તું એક સાદી વાત ધ્યાનમાં રાખ. પરતંત્ર રાજ્યપ્રધાન, પ્રધાનની શક્તિ મુજબ ફળ દે. સ્વતંત્ર સમ્રાટ્ પોતાના મહિમાને ભાળીને ફળ દે. હું સમ્રાટ્ છું. દેવો બિચારા ખડીઆ રાજા જેવા છે. ખંડીઆ રાજાને સેવનાર તેમને અને મને ભજનાર મને પામે. અને આટલું બસ નથી શું?

હે અર્જુન! કદાચ તુ એમ શંકા ઊઠાવશે કે હે ભગવન્! તમારું વ્યક્ત સ્વરૂપ તો માણસ જેવું જ છે અને તમારા બોલ તો ક્યાંયે સમાય એવા નથી! તો મારે તને ગુહ્ય વાત એ કહેવાની છે કે જેમની સમજ ટૂંકી છે તેઓ મને વ્યક્ત માને છે. બાકી હું તો મૂળમાં અવ્યક્ત છું. મારી મરજી હોય ત્યારે પ્રકટું. મરજી હોય ત્યારે અંતર્ધાન રહું. મારી પારમાર્થિક સત્તાનો

જેને પરિચય નથી તે જરૂર એમ ધારી લેશે કે આ કૃષ્ણ બીજા સામાન્ય માણસ જેવો જ છે. પણ તું મારો વ્હાલો ભક્ત છે એટલે તને કહું છું કે હું મારી યોગમાયાથી ઢંકાયેલ રહું છું. આથી સૌની સમક્ષ હું મારા મૂળરૂપે છતો નથી મારા ભક્તની આગળથી હું મારી "કર્તુમકર્તુ મન્યથા કર્તુ સમર્થ" એવી યોગમાયાનો પડદો ઉઠાવી લઉં છું મૂર્છિત માણસ મને અજન્મા અને અવિનાશી જાણતો નથી, જાગૃત માણસ તેમ જાણી શકે છે. હે અર્જુન! મને ત્રણે કાળનું અને તેમાં હોનારાં સ્થાવરજંગમ પદાર્થોનું અબાધિત નિત્ય જ્ઞાન છે. પણ મારે વિષેનું જ્ઞાન ભાગ્યે જ કોઈને હોય છે આથી પ્રાણીમાત્ર રાગદ્વેષને વશ થઈને મૂર્છિત થાય છે. અને એ જ કારણે મને ભજી શકતાં નથી, પણ જેમનું પાપ મરવાની અણી ઉપર આવી રહ્યું હોય તેવા પુણ્યશાળી મનુષ્યો, રાગદ્વેષથી પર થઈને મને દૃઢતાથી ભજે છે. જરા અને મરણમાંથી મુક્ત થવા માટે તેઓ મારો પાલવ પકડીને મહેનત કરે છે. હે પ્રિય અર્જુન! તેઓ પરમાત્માના જાણકાર થાય છે. તેઓ અધ્યાત્મને જાણે છે. તેઓ પૂર્ણ કર્મને જાણે છે એટલું જ નહીં–તેવા ભાગ્યશાળી પુરુષો અધિભૂત, અધિદૈવ અને અધિયજ્ઞ સહિત મને જાણે છે. મરતી વેળા પણ તેઓ બેબાકળા બનતા નથી અને મને અનન્ય ચિત્તે ઓળખી શકે છે.

॥ इति ज्ञानविज्ञानयोग ॥

॥ हरि ॐ तत्‌ ॥



## અધ્યાય ૮ મો.

આગલા અધ્યાયમાં હે રાજન્ ધૃતરાષ્ટ્ર! જન્મ-મરણના ફેરામાંથી છૂટવાને માટે જે ભગવાનનો પાલવ પકડીને મહેનત કરે છે તે પહેલાં તો બ્રહ્મ વગેરેને જાણે છે એમ ભગવાને કહ્યું. ત્યારે અર્જુને સવાલ કર્યો: ભગવન્! આપે બ્રહ્મ, અધ્યાત્મ, કર્મ, અધિભૂત, અધિદૈવ, અધિયજ્ઞ વગેરે શબ્દો તો વાપર્યા પણ તેમાં મને કશી સમજ ન પડી. કૃપા કરીને એ બધાનો અર્થ મને કહો. વળી જીવનભર જેણે એકાગ્રતા સાધી છે તેવો માણસ મરતી વખતે આપને કેવી રીતે ઓળખી શકે? કૃપા કરો અને આ પ્રશ્નનો જવાબ વાળી મને કૃતાર્થ કરો.

આ સાંભળી મધુર હાસ્ય કરીને ભગવાને જે જવાબો આપ્યા તેમાં હે રાજન્! જીવનનું દર્શન છુપાયું છે, કેમકે જે મરી જાણે તે જ જીવ્યો ગણાય. ભગવાનની દયાગંગાનો ધોધ અણુઅટક્યો વહેવા લાગ્યો ભગવાન કહેવા લાગ્યા કે હે અર્જુન! તારા પ્રશ્નો ખૂબ જ વ્યાજબી છે. હું તને તેમનો અનુક્રમે જવાબ આપીશ સાંભળ, પરમાત્માને બ્રહ્મ કહેવામાં આવે છે. બ્રહ્મ એટલે અવિનાશી પરમાત્મા એ પરમાત્માની જે સૃષ્ટિનિર્માણ શક્તિ છે-પ્રકૃતિ છે, તેને અધ્યાત્મ કહેવામાં આવે છે.

પ્રાણીમાત્રને ઉપજાવનારો પરમાત્માનો જે પ્રથમ સૃષ્ટિ-સંકલ્પ છે તેનું નામ કર્મ છે. દુનિયાના વિનાશી પદાર્થોને અધિભૂત કહે છે. જીવાત્મા એટલે અધિદૈવ. અધિયજ્ઞ એટલે કર્મમાત્રનો સાક્ષી. અને પ્રાણીમાત્રના કર્મમાત્રનો સાક્ષી હું છું; આથી હે અર્જુન! દરેકના દેહમાં હું જ અધિયજ્ઞ છું

હવે હું તને મરવાની કળા બતાવું. પ્રિય અર્જુન! સિદ્ધાન્ત એ છે કે અંતકાળે જેની જેવી મતિ તેવી તેની ગતિ થાય છે. વળી મતિ જો કોઈ ઠેકાણે ઠેરવવા જેવી હોય તો તે જગા પરમાત્મા છે. કેમકે પરમાત્મામાં ઠરેલી મતિ અત્યંત નિર્મલ થાય છે. આથી અંતકાળે મારં-પરમાત્માનું જ સ્મરણ કરતાં જે માણસ કલેવરને છોડે છે તે મને પામે છે. મને પામવાનું જ બીજું નામ મોક્ષ છે. જેવું મરણ-કાળે જેવું ચિન્તન તેવું તેને બીજે જન્મે ફળ મળે છે અને જીવન દરમ્યાન જેણે જેવું ચિન્તવ્યું હોય તેવું જ સ્મરણ મરણ વખતે તેને સ્ફુરે. આથી મોત સુધારવું હોય તેણે જીવન પણ સુધારવું જ રહ્યું મોતની પળ સાચવવા માટે જીવન, સાચવવાનું છે. કેમકે મોત પછીની ગતિનો આધાર જીવન કેવી રીતે જીવ્યો તેના પર છે અને હે વ્હાલા અર્જુન! વારંવાર જન્મવું અને મરવું એમાં તો વિવેકી માણસને કંટાળો ઉપજવો જોઈએ. એમાં વિવેકીને શોભા ન જણાવવી જોઈએ. એ તો નફટનો ધંધો. વળી પ્રભુની પ્રાપ્તિ વગર જન્મમરણનો ફેરો ટળતો નથી. આથી હે સખા! મારી તો તને સલાહ છે કે જીવનની પ્રત્યેક પળ તું

મારું સ્મરણ કર. તારું કર્તવ્ય કર. મારામાં જો તારું મન અને મતિ ઠેરવશે તો તું મને જ પામશે. આમાં સંદેહ નથી.

હે અર્જુન! વધારે તો શું કહું ? તારા મનને અભ્યાસ યોગમાં ડુબેલું રાખ. મનને ભટકવા ન દે. આમ અભ્યાસ યોગથી એકાગ્ર થયેલા મનથી તું પરમ અને દિવ્ય પુરુષનું ચિન્તન કર. તે પરમ પુરુષ પરમાત્મા કવિ=સર્વજ્ઞ છે. અનાદિ છે. સૌના ઉપર તેની અમગ હકૂમત ચાલે છે. તે બારીકમાં બારીક છે. સૌના સરજનહાર છે. તેનું રૂપ ચિન્તવાય એવું નથી. સૂરજના જેવા ઝગહળતા પ્રકાશવાળા તે છે. પ્રકૃતિરૂપી અંધારાથી તે પ્રભુ પર છે. આવા પરમાત્માનું મરણકાળે માણસે અચલ મનથી, ભક્તિપૂર્વક અને યોગબળથી યુક્ત હૃદયે સ્મરણ કરવું રહ્યું જે આ રીતે સ્મરે છે તે પરમ દિવ્ય પુરુષને પામે છે. એની જ પ્રાપ્તિ માટે વેદો અહર્નિશ માનવનું ધ્યાન ખેંચે છે. વીતરાગી પુરુષો એમાં મળી જવા માટે મહેનત કરે છે. એની પ્રાપ્તિ માટે ઇચ્છતા હોઈને માણુસો જીવનભર વીર્યસ્તંભન કરે છે. પ્યારા અર્જુન! પરમાત્માનું 'ૐ' એવું નામ છે. મરતી વખતે તમામ ઇન્દ્રિયોને સંયમમાં રાખી, મનને હૃદયમાં ડૂબાડી, પ્રાણને બ્રહ્મરંધ્રમાં ચઢાવી, પરમ પ્રેમભાવે 'ૐ' નામનું રટણ કરતાં જે દેહ છોડે છે તે પરમગતિને પામે છે. છેક છેલ્લી ક્ષણે આવું થતું નથી. જેણે જીંદગી ધરી મારું સ્મરણ કર્યું નથી તેને છેલ્લી ક્ષણે મેં કહ્યું તે રીતે મરતા આવડતું નથી. આથી મૃત્યુકલાને સાધવા માટે –

જીવનકલા સાધતી રહી અને જીવનકલા એટલે જ સર્વદા પરમાત્માનુ અનન્યભાવે સ્મરણ. જે આમ કરે તે જ મેરા યોગી છે. તેને મારી પ્રાપ્તિ એ રમત છે. બીજાને પત્તો લાગતો નથી.

મારુ–પરમાત્માનુ જ સ્મરણ જીવનભર શાને કરવુ– આ જો શકા હોય તો હે પ્રિય ! તેનુ આ છે સમાધાન મને પામનારો માનવ પાછો જન્મતો નથી અને આથી તે મરતો નથી અને જન્મ તો દુ ખનુ પીયર છે મોતથી બીવુ તે કરતા જન્મથી બીવુ- વધારે વિવેકમય છે કેમકે મોત તો જન્મવાથી-આવે આથી શાણા પુરુષે તો પાછો જન્મ જ ન આવે એમ ઇચ્છવુ રહ્યુ હે અર્જુન! બીજી યોનિની તો વાત જ શી ?-બ્રહ્માનુ પદ પણ પ્રાપ્ત કરવા જેવુ નથી ! કેમકે ત્યાથી પણ પાછુ ફરવુ પડે છે મને પામવાથી જ પુનર્જન્મ અટકે છે આથી વ્હાલા ભક્ત તરીકે તને હૃદય ખોલી નિખાલસપણે રહસ્ય વાત કહુ છુ કે મારુ સ્મરણ કર. મને પામવાથી પુનર્જન્મ નથી એમ હુ જ્યારે કહુ છુ ત્યારે એ વાક્યના ગર્ભમા કેટલી બધી વાતો છુપાઈ છે, એનો ઠેઠ પેટે જરા વિચાર કરજે.

એ અર્જુન ! બ્રહ્માનો દિવસ ઊગે છે ત્યારે આ બધાં પ્રાણીએ પ્રકૃતિમાથી પ્રકટ થાય છે બ્રહ્માનો દિવસ આથમે છે ત્યારે પાછા તે પ્રકૃતિમા ડૂબી જાય છે આમ પ્રાણીમાત્રની અવરજવર બ્રહ્માના દિવસના ઉદય, અને અસ્તની સાથે પરવશપણે થયા કરે છે આમ આ- પ્રકૃતિની સત્તા સમક્ષ બધાય પ્રાણીએ પરાધીન થઈ

જાય છે. પણ હે અર્જુન! એ પ્રકૃતિ પણ મારી આગળ ભિખારી દાસી જેવી છે. હું પ્રકૃતિથી પર છું. પ્રકૃતિ મારી નજરમાત્રથી થરકાંપ થયા કરે છે. એ પ્રકૃતિનો પણ હું અંતર્યામિ છું. બધાંનો નાશ થાય પણ મારો થતો નથી હું જ વિનાશી વસ્તુઓનું એકમાત્ર અવિનાશી આશ્રયધામ છું. ઋષિઓ મને અવ્યક્ત અક્ષર તત્ત્વ તરીકે સમજે છે. હું જ પરમગતિ છું. મને પામીને પાછા ફરવાનું ન હોવાથી હું જ પરમધામ છું. તો હે વ્હાલા અર્જુન! તું બીજી બધી ખટપટ જવા દે. તારે જો ગોળ ખાવા સાથે જ ગરજ હોય તો મને પામવાની વૃત્તિ કર. મને પામવાની પરમ ચાવી હું તને બતાવું છું. પ્રિય સખા! હું ભક્તિનો ભૂખ્યો છું અનન્ય ભક્તિભાવથી હું ખરીદ થઈ જાઉં છું. આથી ભક્તિનાં મૂલ્યે મને ખરીદી લે. આ સિવાય રસ્તો નથી. હું જ્યારે ભક્તિથી પકડાઉં છું ત્યારે ભક્તને એમ હૃદયમાં સમજાય છે કે પ્રાણીમાત્ર મારામાં વસે છે હું જ સર્વત્ર પરિપૂર્ણ છું. અણુ અણુમાં હું ભરચક પર્યાપ્ત થઈને રહું છું અને આ સમજણ જ્યારે પાકી થાય છે ત્યારે જે અખંડ આનન્દ, શાન્તિ અને સમાધાન મળે છે તેની તુલનામાં વિષયાનન્દથી માંડીને તે પ્રકૃતિના આનન્દ સુધીના બધા આનન્દો ફીક્કા થઈ જાય છે.

વળી હે અર્જુન! મરણને લગતી લોકોની એક બીજી પણ કલ્પના છે. લોકો એમ માને છે કે ઉત્તરાયણ વગેરેમાં જો કોઈ દેહ છોડે તો તે બ્રહ્મને પામે છે. દક્ષિણાયન વગેરેમા જો કોઈ મરે તો તે સ્વર્ગ પામે છે.

આ બે પૈકી પહેલી ગતિ યોગી છે બીજી કામી છે પહેલી ગતિને પામેલો પાછો ફરતો નથી બીજીને પામેલો પાછો ફરે છે આ બે છે અનાદિ ગતિ આ છે લોકમત આ લોકમતમાંથી પણ તું યોગી થાય તો ફાયદો ઉઠાવી શકશે જે કોઈ યોગી છે તે આ બે પૈકી એકને પણ પસંદ નહીં કરે કેમકે તેવો યોગી તો સર્વવ્યાપી પરમાત્મામાં જ મરણકાળે લીન થાય છે આથી યોગી મૂર્છિત થતો નથી માટે મારી તો તને હૃદયની અંગત સલાહ છે કે પ્રત્યેક પળે તું યોગયુક્ત થા જે યોગી છે એટલે કે જેને પરમાત્માનો યોગ થયો છે તેવો પુરુષ પરમાત્માને જ પામે છે આથી વેદ, યજ્ઞ તપ, દાન વગેરેના પુણ્ય ફળને પણ તે તો વટાવી જાય છે અને પાપ જો લોખંડની સાંકળ છે તો પ્યારા અર્જુન ! પુણ્ય સોનાની સાંકળ છે અને જો સાંકળથી જ પર થવું હોય તો તો પરમાત્માને જ પામ તેની પ્રાપ્તિ થતાં પુણ્ય પાપનો હિસાબ પૂરો થાય છે

॥ इति अक्षरब्रह्मयोग ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ૐ

## અધ્યાય ૯ મો

હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! આપનાં ભાગ્યનો પણ પાર નથી. ભગવાન શ્રીકૃષ્ણચન્દ્રની શાન્તિની ધારા વરસાવતી વાણી સાંભળવાનું આપને સૌભાગ્ય પ્રાપ્ત થયુ છે તે તમારાં કોઈ બલવાન પુણ્યનુ ફળ છે. હે રાજન્ ! ભગવાન-મુનિરાજ છે તે પોતાનુ મૌન તોડે જ નહીં: પણ એક વખત પોતાના સખા અને ભક્ત સમક્ષ તેમણે મુનિવ્રત છોડયું એટલે તેમની મંગલમયી અને પાપહારિણી, ભક્તિ-ગંગાને ઝરપાવતી વાણી અટકે ક્યાંથી ? હવે તો અર્જુનના સવાલની પણ પ્રભુજી રાહ જોતા નથી. તેને હવે પોતાનો જાણીને પરમકૃપાળુ પરમાત્મા ભક્તિ-મંજૂષાના કિંમતીમાં કિંમતી તમામ રત્નો બતાવી દેવા તૈયાર થયા છે. અહો સૌભાગ્ય ! અહો પુણ્ય ! હે રાજન્ ! સાંભળો. વળી ભગવાન કહી રહ્યા છેઃ હે અર્જુન ! તેં આજે મારાં હૃદયને ખોલી નાંખ્યું છે તો હવે હું તને છાનામાં છાનું જ્ઞાન વિજ્ઞાનસહિત કહું છું. કેમકે તું અદેખાઈ વગરનો છે. પવિત્ર છે. પ્યારા અર્જુન ! આ જ્ઞાનને પચાવીને તું અમંગળમાંથી છૂટશે. આ જ્ઞાન વિદ્યાઓમાં રાજા છે. છાની રાખવા જેવી ચીજોમાં પ્રધાન [illegible] પવિત્ર [illegible] ઉત્તમ છે. વળી એ જ્ઞાન અનુભવે

સમજાય એવું છે. એ ધર્મયુક્ત અને કર્તવ્યભૂમિકાએ સરળ છે. જે કોઈ જીવ હવે કહેવામાં આવનારાં જ્ઞાનમાં વિશ્વાસ ન રાખશે તે દુર્ભાગી, જન્મમરણરૂપ સંસારના ચક્રમાં ફેરા ફરતો જ રહેશે.

વ્હાલા અર્જુન! અદૃશ્ય સ્વરૂપે હું સર્વત્ર ઓતપ્રોત છું. વસ્તુમાત્ર મારે આધારે છે. હું તેમને આધારે નથી. એટલે કે વસ્તુમાત્ર મારે અધીન છે. હું ઈશ્વર, સર્વતંત્ર સ્વતંત્ર છું. વળી એક દૃષ્ટિએ જોતાં પ્રાણીમાત્ર મારે આધારે નથી એટલે કે તું મારું યોગ-ઐશ્વર્ય સમજશે તો તને ખ્યાલ આવશે કે હું પ્રાણીમાત્રનું ભરણપોષણ કરું છું છતાં પણ મને ક્યાયે અહંતા કે મમતા ન હોવાથી હું સૌમાં રહેલો છતાં ન રહેલા જેવો જ છું. મારી પ્રકૃતિ પ્રાણીમાત્રની ઉત્પત્તિનું કારણ છે. હું પ્રકૃતિમાં ઓતપ્રોત છું છતાં પ્રકૃતિ અને તેનાં કાર્યોના ગુણ કે ધર્મથી નિર્લેપ અને નિરંજન રહું છું. પ્રકૃતિને હું નજરમાત્રથી અનન્તવિધ નાચ નચવું છું પણ ભૂલથી પણ, વિસ્મૃતિથી પણ હું તે નાચમાં તન્મય થતો નથી. એ જ મારુ યોગૈશ્વર્ય છે જેમ આકાશમાં સદા ગતિશીલ અને પ્રચંડ શક્તિવાળો વાયુ હંમેશાં વર્તે છે તેમ પ્રાણીમાત્ર મારામાં વર્તે છે. આકાશ સૂક્ષ્મ, અસંગ, નિર્લેપ અને વાયુનું ઉપાદાન કારણ છે. તેમાં જેમ વાયુ વર્તે છે છતાં તેને–આકાશને તે ખરડી શકતો નથી તેમ પ્રાણીમાત્ર સૂક્ષ્મતમ, નિઃસંગ, નિર્લેપ અને નિરંજન એવા હું–પરમાત્મામાં વર્તે છે. મારાથી તે ઉપજે છે, મારામાં રહે છે, મારામાં મળી જાય છે પણ મને તેમના ગુણધર્મો

કે આ ઉત્પત્તિ વગેરે કર્મો ખરડી શકતા નથી આ છે મારુ યોગૈશ્વર્ય.

હે અર્જુન! કલ્પના આરમ્ભે મારી નજરમાનથી પ્રકૃતિ આ પ્રાણીના સમુદાયને પ્રકટ કરે છે અને કલ્પના અતે તેજ'મુજબ તે સૌને 'સંકેલી' લે છે એમ મારા અધ્યક્ષપણા નીચે, મારા કાબૂમા રહીને, આ સમસ્ત ભૂત-સમુદાયની ભાંજગડ થયા કરે છે. આ ઉત્પત્તિ વગેરે કર્મોમા જે કે વિષમતા રહેલી છે, નિર્દયતા રહેલી છે છતા એ કર્મો મને બાધી શકતા નથી, કેમકે હું તે તમામમા નિર્લેપભાવે તટસ્થ રહુ છું, તે કર્મોમા મને લગીરે આસક્તિ નથી. હે અર્જુન! મારા અધ્યક્ષપણાના જોરે પ્રકૃતિ સ્થાવરજગમને પેદા કરે છે અને હું છું તેથી જગત પળે પળે પરિણામ પામ્યા કરે છે મારી આ "કર્તુંમકર્તુંમન્યથા કર્તું સમર્થ" શક્તિને પામરો જાણતા નથી. મારી મગનમયી ગૂઢતમ ઇચ્છાને તેઓ સમજી શકતા નથી. હું પ્રાણીમાત્રનો મહેશ્વર છું એમ તેઓ કળી શકતા નથી અને પરિણામે તેવા અબુધ લોકો મારા આ મનુષ્યભાવને તિરસ્કારે છે. પણ તે બિચારાઓ આમ મને અપમાનીને ક્યા જાય! તેવાની તમામ આશા, કર્મ, સમજ વગેરે વ્યર્થ હોય છે. તેમનું ચિત્ત બેભાન હોય છે. તેઓ મૂર્છિત કરે એવી રાક્ષસી અને આસુરી પ્રકૃતિને વરેલા રહે છે અને આથી સંસારના પ્રચડ અને અનન્ત પ્રવાહમા તણાયે જાય છે.

પણ હે અર્જુન! જેમનો મનોભાવ મોટો છે, જેમનો સ્વભાવ દૈવી છે, તેઓ મને જગત્પિતા તરીકે, અવિનાશી

તત્વ તરીકે જાણીને એકચિત્તે ભજે છે. તેઓ મારા ઉત્તમ દૈવી તત્ત્વના જાણકાર હોય છે. તેઓ દૃઢવ્રતી થાય છે. મને પામવા પ્રયત્ન કરે છે. સદા સ્વરૂપે, ગુણે અને કર્મે સર્વત્ર મારુ કથન કીર્તન કરે છે અને પ્રેમથી પગે લાગે છે. મનને મારામાં જોડી મારી આરાધના કરે છે. આવા સમજુ જીવો મને અનેક રીતે ભજે છે, કેમકે હું સર્વરૂપ છુ.

હે અર્જુન! હુ યજ્ઞસ્વરૂપ છું. યજ્ઞની તમામ સામગ્રી પણ મારું જ સ્વરૂપ છે. વળી હું આ જગતનો માયબાપ છુ, પિતામહ છું, સૌનું ભરણપોષણ હું કરું છુ; જાણવાયોગ્ય હું છુ; શુદ્ધિનું કારણ હું છુ, ૐકાર મારુ સ્વરૂપ છે, વેદો મારું રૂપ છે. પ્રાણીમાત્રની ગતિ હું છુ, ભર્તા હુ છુ; પ્રભુ છુ; સાક્ષી છું; સૌનુ રહેઠાણ હુ છું. વ્હાલા અર્જુન! હું જ સૌનુ સાચુ શરણુ અને સાચો મિત્ર છું. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય હું છું. જગતને રાખવાનું ભંડારીયું હું છું. હું સનાતન બીજ છું. સૌનો અંતર્યામિ છું. સૂરજ અને ચદ્રને હું નિયમમાં રાખું છુ. વરસાદને પાડવો કે રોકવો તે મારા હાથમાં છે. જીવન અને મૃત્યુ, સત્ અને અસત્-સૌનો નિયામક હુ છું

આમ વ્હાલા અર્જુન! હુ જો કે સૌ રૂપ છું પણ જેઓ મને જે કામનાથી ભજે છે તેમને હું તે કામના પ્રમાણેજ ફળ દઉ છુ. સ્વર્ગની ઇચ્છાથી મને ભજનારને હુ સ્વર્ગ દઉ છુ. તેઓ સ્વર્ગને ભોગવી પાછા સસારમાં ... છે. કેમકે પાપપુણ્યનો હિસાબ પ... ...

છુ પાપ અને પુણ્યનુ ફળ ભોગવીને તેના ઇચ્છાથી વીંટાયેના જીવો વારવાર સસારમા ભ્રમણ કરે છે પણ હે અર્જુન! જેઓ અનન્યભાવે મને જ ભજે છે, મારુ જ ચિન્તન કરે છે તન મન, ઇન્દ્રિયો, ધન વગેરે બધુ જ મારી સેવામા જોડી દે છે અને આ રીતે જે બાળકની માફક કેવળ મારોજ પાલવ પકડે છે, પ્યારા અર્જુન! તેવા પરમપવિત્ર પ્રેમી જીવોનુ યોગક્ષેમ હુ ઉપાડુ છુ, આ છે મારી પ્રતિજ્ઞા પ્રિય અર્જુન! માયબાપ જેમ પોતાના નાના બાળકના યોગક્ષેમમા સ। દત્તપ્રાણ હોય છે, તેઓ જેમ તેમની પાછળ ને પાછળ તેમને સભાળતા ફરે છે તેમ હુ દુનિયાનો માયબાપ, માગ તેના લાડીના બાળકોની પાછળ ને પાછળ, તેમના યોગક્ષેમને ઉપાડતો ઉપાડતો, તેમને સભાળતો ને સભાળતો, તેમના હિતમા દત્ત-હૃદય થઈને, ફરુ છુ હે અર્જુન! મ્હેરાથી શુ ફાયદો? એક વખત મારા ઉપર બધુ છોડીને મને વળગ અને પછી જો પડી તો તુ મને છોડવા માગશે તોપણ હુ તને છોડી નહીં શકુ! વ્હાલા અર્જુન! હુ પ્રેમ આગળ પરવશ છુ આ છે પ્રેમયોગનો પ્રભાવ.

પ્રિય અર્જુન! અહીં ચર્ચાને તો અવકાશ જ નથી આ તો પ્રયોગ જ છે આ ઉપરાત હે પાર્થ! જે મનુષ્યો બીજા દેવોને વિશ્વાસથી વળગીને પૂજે છે તેઓ પણ મને જ પૂજે છે પણ તેમની તે પૂજા વિધિ વગરની છે કારણ હુ સૌ યજ્ઞોનો પાલક અને માલીક છુ વાસ્તવિક રીતે હુ આવો છુ એમ તેઓ જાણતા નથી અને તેથી તે બિચારા ભ્રષ્ટ થાય છે, પણ મારો તો

કાયદો છે કે જે જેને ભજે તે તેને પામે. દેવને ભજનાર દેવને તો મને ભજનારા મને પામે. અને હે અર્જુન! તું મારા ભજનની એક ખૂબી જાણે છે? હું અહારની સામગ્રીનો ભૂખ્યો નથી. હું તો ભાવનો ભૂખ્યો છું. આથી જ્યાં હૈયાનો સાચો ભાવ છે ત્યાં બીજું કશુંય ન હોય તોપણ હું ફેગ ખાઉં છું. જ્યાં ભાવ નથી અને બીજું બધુ હોય તો ત્યાં તો હું ફરકતો પણ નથી. હે વહાલા અર્જુન! અનન્તકાળથી હું ભાવભૂખ્યો હોવાથી, કોઈ પવિત્ર પુરુષ જો પ્રેમથી મને કેવળ ફળ, ફૂલ. પાંદડું કે છેવટે પાણી પણ ધરે તો તે હું સાચે જ ખાઉં છું. હું વિશ્વંભર છું અને આથી વિશ્વની ભૂખ ભાગું છું. પણ મારી ભૂખ તો મારો પ્યારો ભક્ત જ ભાંગે છે. હે અર્જુન! મારી પાસે તું આજે બલાત્ મારું હૃદય ખોલાવી રહ્યો છે, લે, સાંભળ. જો તારે ભક્ત હૃદયના મહામહિમાને જોવો હોય, મારી પરમ કારુણિકતાનો જાત અનુભવ કરવો હોય તો તું જે કાંઈ કરે, ખાય, હોમે, દાન દે, કે તપ કરે–બધુ મને હૃદયના ભાવથી તું આપી દે, તું ખાલી થા. તો હું તારા હૃદયમાં ભરાઈશ. હે વહાલા અર્જુન! હું વિરાટ તારા પ્રેમ આગળ વામણો બની તારા જ કલ્યાણ માટે ભીખ માંગું છું કે હે પ્યારા! તું મને બધું દઈ દે. તું જો વિના સંકોચે બધું મને દઈ દેશે તો હું તને મારી જાત આપી દઈશ અને તેમ થતાં તું શુભ અશુભ કર્મમાત્રના બંધનમાંથી મુક્ત થવું હોય તો આ સમર્પણ યોગ સાધ.

હે પ્રિય ! હું તને જ્યારે બધું આપી ખાલી થતો રહું છું ત્યારે તું અંદર રહેલો મર્મ સમજજે પ્રેમમાં આપવા લેવાનું તો કશું હોતું જ નથી. ફક્ત હૃદયની ભક્તિની કાન્તિ જ ત્યાં જરૂરી છે અને એ સત્યદૃષ્ટિની શાન્તિ સમજથી આવે છે. હે પ્રિય ! એ સાચી સમજ આ છે હું પ્રાણીમાત્રમાં અંતર્ગતરૂપે સમાન છું મારે કોઇ વહાલો કે વેરી નથી. પણ જે મને પ્રેમથી ચાહે છે અને સેવે છે તે મારામાં વસે છે, તેનામાં હું વસું છું તે મને ભૂલી શકતો નથી અને હું તો તેને ભૂલું જ કેમ ? વધારે તો શું કહું ? અર્જુન ! ભક્તિનો તે કેટલો મહિમા તને સમજાવું ? ગઈ કાલ સુધીનો રૂઢ પાપી પણ જો આજે મારે શરણે આવી મને એકાગ્ર ચિત્તે ભજે તો તે સાધુ છે તેનો શેતાન મરી જાય છે તેનામાં ઊંડે ઊંડે રહેલો સંત જીવતો થઈને ઊપર આવે છે આથી પ્રેમમાર્ગમાં કોઈ ખોવાઈ જતો નથી. અને જેનામાં સત જાગતો થયો તે ધર્માત્મા થાય જ ધર્માત્મા હમેશની શાન્તિ મેળવે જ હે પ્રિય અર્જુન ! હાથ ઊંચા કરીને તું જગત આગળ વિના સંકોચે જાહેર ઘોષણા કરજે કે મારો–પરમેશ્વરનો ભક્ત કદી નાશ પામતો નથી ! મારી તો એ પ્રતિજ્ઞા છે જ પણ તું–મારો ભક્ત પણ જો જનતા સમક્ષ શુદ્ધ ભાવે આ પ્રતિજ્ઞા કરીશ તો તેનું પાલન કરવા હું સદા અચ્યુત ભાવે તૈયાર રહીશ પ્રિય અર્જુન ! મારો આશ્રય પકડીને તો અધમમાં અધમ જીવ હોય તે પણ ઉદ્ધાર પામે છે, કેમકે મારો એ સ્વભાવ છે કે ભક્તિભાવ આવે ત્યાં હું જીવના ધર્મ કર્મ

કશું જોતો નથી. જાતભાત સમજતો નથી. તેની વિદ્યા–અવિદ્યા, રૂપ કુરૂપ, કશુંય જોતો નથી ! હું તો પ્રેમને જોઉં છું. તો જો અધમ પણ ઊંચે જતા હોય તો પછી ઉત્તમની તો વાત જ શી ? માટે આ ક્ષણભંગુર અને અલ્પસુખદાયી શરીરને તું પામ્યો છે તો મારી ભક્તિ કર, એટલે કે મારી લગની લગાડ. મારો પ્રેમી થા. મારું પૂજન કર. મને પ્રણામ કર. સર્વભૂતમાં રહેલા મને આ રીતે સેવીને તું મને જ પામીશ. હે પ્યારા અર્જુન ! પ્રેમનો પ્રભાવ અને મહિમા શંકાશીલને સમજાતો જ નથી. માટે કહ્યું તેમ કર અને પછી જો.

॥ इति राजविद्या राजगुह्य योगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ૐ

## અધ્યાય ૧૦ મો

હે રાજન્! હે ધૃતરાષ્ટ્ર! આગલા અધ્યાયમાં ભગવાને અનુભવયુક્ત જ્ઞાન અને તે જ્ઞાનમાંથી પેદા થતી ભક્તિને વર્ણવી. જેમ જેમ ભગવાનની વાણીનો પ્રવાહ વધતો થાય છે તેમ તેમ સંગાતુ મહત્વ ધરતું જાય છે. હવે તો ભગવાનથી જ કહ્યા સિવાય રહેવાતું નથી. વળી અર્જુનને ઉદ્દેશીને પ્રભુ કહી રહ્યા છે કે હે પ્રિય અર્જુન! તને મેં જ્ઞાનપૂર્વકની ભક્તિનો મહિમા કહ્યો એ ભક્તિનું અંકુર વધારે પુષ્ટ, વધારે મજબુત અને પરિણામે અવશ્ય ફલ આપનારું ક્યારે અને કેવી રીતે થાય તે હવે હું તને કહું. જ્યાં સુધી માણસ ભગવાનના નિરંકુશ અભય ઐશ્વર્યને વિના કચવાટે સ્વીકારતો નથી ત્યાં સુધી તેની ભક્તિમાં કુદરતી પ્રસન્નતા આવતી નથી. માટે જેણે ભક્તિના રસનો સ્વાદ ચાખવો હોય, જેણે ભક્તિનો લોકોત્તર મહિમા સમજવો હોય, જેણે તે મહિમાને જાતે અનુભવવો હોય, તેણે મને સર્વત્ર નિહાળવો રહ્યો. આથી હવે હું તને ઉત્તમોત્તમ વસ્તુને લગતી વાત કહીશ. તને મારા બોલ સાંભળવા ગમે છે એટલે મને કહેવાનું મન થાય છે. વળી હુ તારો હિતેચ્છુ છું. અને જેને જેનું હિત હૈયામાં વસે તે તો તેની આગળ હૃદય ખોલે જ ને?

હે પ્રિય! મારા પ્રભાવને એટલે કે સૃષ્ટિને ઉપજાવનારી મારી દિવ્યશક્તિની અતિશયતાને દેવ કે ઋષિ કોઈ જાણતું નથી. દેવ ને ઋષિઓ પણ મારા જ સંતાનો છે. મારા પુત્રો છે. બાળક, જેમ પિતાની શક્તિનું માપ કાઢવા અસમર્થ હોય છે તેમ આ દેવો કે મહર્ષિઓ મારું માપ કાઢવા અશક્ત છે. આથી જે કોઈ જીવ મને અજન્મા, અનાદિ અને સમસ્ત સ્થાવરજંગમ જગતના મહાન ઈશ્વર તરીકે ઓળખે છે તેની અજ્ઞાન-મૂર્છા ટળી જાય છે. તે તમામ પાપોમાંથી મુક્ત થાય છે.

તું પછી કદાચ પૂછશે કે હે પ્રભો! હું આપને લોકના મહેશ્વર તરીકે કેવી રીતે સમજું? તો તે પહેલાં જ હું તને મારું અતિશય શુભ ઐશ્વર્ય કહી દઉં છું. જો. પ્રાણીમાત્રના હૃદયમાં જે જુદા જુદા ભાવો અને વૃત્તિઓ સ્ફુરે છે તે તમામ ભાવો અને વૃત્તિઓ મારે લીધે સ્ફુરે છે. દાખલા તરીકે બુદ્ધિ, જ્ઞાન, મોહનો અભાવ, ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ-દુ:ખ, ભય-અભય, ઉત્પત્તિ-વિનાશ, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન, યશ-અપયશ, આ અને આવા તમામ ભાવોનો સ્ફુરાવનારો હું છું. મારી સત્તાને લીધે એ બધાં સત્તામાં આવે છે. અને આ તો પ્રાણીમાત્રના આંતરભાવોની વાત થઈ. સાત ઋષિઓ અને ચાર મનુઓ પણ મારા જ માનસપુત્રો છે. તેમને મેં મારી ઉત્પાદનશક્તિ આપેલ છે. અને એ કારણે તેઓ આ બધી પ્રજાને સરજી શક્યા છે. આ રીતે પ્રાણીના આંતરભાવો તથા પ્રાણી કે અપ્રાણીઓનો ઉપજાવનારો, જીવાડનારો તથા મારનારો હું ઈશ્વર

છું. બીજી રીતે કહું તો હું જ વિવિધરૂપે-ભૂતો અને ભૂતોના આકારરૂપે પ્રકટું છું, અગર તો નિરોહિત થાઉં છું. જે કોઈ મારી આ વિભૂતિ અને નિરંકુશ ઐશ્વર્યને તાત્ત્વિકતાથી જાણે છે તેને શું ફળ મળે છે? પ્રિય અર્જુન! તેવો માણસ અડોલ કર્મયોગી થાય છે આમાં જરાપણ શંકાને સ્થાન નથી કેમકે તેવા ડાહ્યા માણસો તો ઈશ્વર જ સૌનો પિતા છે, તે જ સૌનો પ્રવર્તાવનારો છે એમ સમજે છે અને તેથી ઈશ્વરને ભક્તિપૂર્વક ભજે છે તેવા ભક્તોના જીવનની તને હું શું વાત કરું? તેમનું હૃદય મારામાં જડાયેલું હોય છે તેઓના પ્રાણ મારામાં ન્યોછાવર થયેલા હોય છે. તેઓ એકબીજાને મારે લગનો બોધ આપતા રહે છે. તેઓ હમેશા મારે લગતી વાત કરે છે અને ઉદ્દેશીને વાત કરતા કરતા તેમના સંતોષનો પાર રહેતો નથી. રમતના મેદાનમાં જેમ બાળક તેમ તેઓ આ સંસારના ક્રીડાંગણમાં ખુંદે દીને નિશ્ચિન્તપણે ખેલે છે અને હું?-જેઓ મને સર્વભાવે પોતાની જાત સોંપી દે છે તેમને હું શું વળતર આપું છું? વ્હાલા અર્જુન! જે કુટનું માણસ કોઈનું ઋણ રાખતો નથી. તો હું ત્રણલોકનો નાથ-મહેશ્વર શું મારા ભક્તોનું હૃદય લઈને જ બેસી રહું? એ કેમ બને? હે વહાલા! જેઓ મારામાં હમેશા મનની લગની લગાડીને કેવળ પ્રેમના માર્યા મને ભજે છે તેમને હું નિહાલ કરી દઉં છું. તેમને હું એ જાતની સમજણનો યોગ આપી દઉં છું કે જેથી તેઓ પાધરા મારી કને આવે. મારી કને જીવને લાવનારી સમજણ, હે અર્જુન! કરોડો રૂપિયા

આપનાં પણ મળતી નથી, એ સમજ તો મારો પ્રસાદ છે. એ બજારૂ ચીજ નથી. મારી પ્રાપ્તિ કરાવી આપે એવી સમજણ આપીને જ હું અટકતો નથી. માણસ જેમ પોતાના, તેમ હું મારા મહિમા પ્રમાણે વર્તું છું. હે અર્જુન! તેવા પ્યારા ભક્તોનાં હૈયાનું, જનમ જનમનું એકઠું થયેલું જે અજ્ઞાનનું અંધારું છે તેને હું પી જાઉં છું. તેમના હૃદયનાં અંધારાને નમાવવા માટે હું તેમના આત્મામાં પ્રકટું છું. ચમકીલો જ્ઞાનનો દીવો પ્રકટાવું છું, એટલું જ નહીં. તે દીવાને સદા સળગતો રાખું છું. પ્યારા અર્જુન! મારી આ દયાની કદર અજ્ઞાનીને કદી થતી નથી. વડનો મહિમા મેથીની ભાજી જાણી શકતી નથી. તેવા પ્રેમી ભક્તોનાં હૃદયમાં રહેલો હું જ્યારે પીગળું છું ત્યારે તેમની આંખમાંથી ગંગાજમનાનાં ઝરણાં દડે છે. અજ્ઞાનનું કાજળકાળું અંધારું એ આંસુથી ધોવાઈ જાય છે અને ત્યારબાદ પેલી સાચી સમજની જ્યોતિ તેવા હૃદયમાં પ્રકાશ–પ્રકાશ કરી મૂકે છે. એ પ્રકાશની સ્નિગ્ધતા, શાન્તિ, પ્રસન્નતા, પરમ સુખમયતા જ્યારે અનુભવાય છે ત્યારે મારી નિષ્કારણ કરુણાની કદર થઈ શકે છે. હે અર્જુન! તારો પ્રેમ મને–મહામુનિને પણ, વાચાળ કરી મૂકે છે!

હે રાજન્ ધૃતરાષ્ટ્ર! ભગવાને તો, આમ કહી મુનિવ્રત જેવું લીધું. પણ હવે અર્જુન ભગવાનને બોલાવ્યા વિના જંપે એમ નથી. જે વાત ભગવાને ટૂંકમાં કહી તેને જ વિસ્તારથી સાંભળવા માટે અર્જુનને લ્હે લાગી. આથી તે પૂછી રહ્યો છે કે હે પ્રભો! વર્ષોનાં વહાણાં વાયાં આજે ટકા પણ આવી વાતો તો આપે

કદી કરી જ નહીં! આજે જ આપનાં સાચાં સ્વરૂપની મને હવે ઝાંખી થાય છે. પ્રભો! આપ પરબ્રહ્મ છો. પરમધામ છો. પરમપવિત્ર છો આપ સદા હોનારા પુરુષ છો દિવ્ય અને અજ, આદિદેવ અને સર્વવ્યાપી છો. ઋષિઓએ પણ આપના વિષે આમ જ કહ્યું છે અને આપ પોતે પણ તેમાં સંમતિ આપી રહ્યા છો. આથી આપ જે કહી રહ્યા છો તે સત્ય છે એમ હું માનુ છું. ભગવન્! આપનાં સ્વરૂપને દેવ, દાનવ કે માનવ-કોઈ પૂરું જાણતા નથી. હે પુરુષોત્તમ! હે જગતપિતા! વધુ શું કહું? આપ જ આપવડે આપને જાણો છો. આપ આપની વિવિધ આકૃતિઓ ધારણ કરી આ જગતમા રમી રહ્યા છો આપ આપની અલૌકિક વિભૂતિઓ મને સંભળાવો. મારે આપનું સદા સ્મરણ કરવું છે. ભક્ત થવું છે. કર્મયોગી બનવું છે, તો આપને હું ક્યાં ક્યા વસેલા જાણુ? આપ ટૂંકામાં ન પતાવો. રસના ટૂચકાથી હવે હું ન ધરાઉં. હવે તો મને રસના સમુદ્રમાં ઝબકોરો. હે જનાર્દન! આપની વિભૂતિ અને યોગ વિસ્તારથી કહો. મને આપનાં વચનો સાંભળતાં તૃપ્તિ જ નથી થતી!

અને હે ભાગ્યશાળી ધૃતરાષ્ટ્ર! ભગવાન તો પ્રશ્નની જ રાહ જોતા હતા. જ્યાં અર્જુને આ જાતની ઈચ્છા બતાવી ત્યાં તો ભક્તજનહૃદયચિન્તામણિ પરમાત્મા કહેવા લાગ્યા કે હે અર્જુન! જરૂર. હું તને મારી દિવ્ય વિભૂતિઓ કહીશ. પણ ફક્ત ખાસ ખાસ વિભૂતિઓ તરફ આંગળી તેટલી ચીંધીશ. કેમકે સ્થાવર અને જંગમ વસ્તુમાત્ર મારો જ અવતાર છે. મારી જ વિવિધરૂપે સ્થિતિ છે.

આથી મારા વિસ્તારનો તો પારજ નથી જગતના અણુએ અણુને છબ પ્રકટે અને તે બધા હજારો દિવ્ય વર્ષો સુધી મારી વિભૂત વર્ણનના બધે તોપણ પાર આવે એમ નથી આથી તને ઉપયોગી તેટલી વાત જ પ્રેમથી કહીશ

હે અર્જુન! મારી મોટી મોટી વિભૂતિ તો પ્રાણીમાત્રના હૃદયમા રહેલો આત્મા છે અર્થાત્ તારે જો મારુ સાચુ સ્મરણજ કરવુ હોય તો જે જે પ્રાણીને તુ જુએ તે તે પ્રાણીની અદર જે ચેતનકળા છે—જે આત્મા છે તે મારુ સ્વરૂપ છે એમ જાણ બીજી રીતે કહુ તો પ્રાણીમાત્રમા આત્મરૂપે મારુ ચિન્તન કરજે કલ્યાણ થશે. વળી હુ પ્રાણીમાત્રની આદિ, મધ્ય અને અત અવસ્થા છુ, એટલે કે સમુદ્રમા જેમ લહરી ઉત્પત્તિ, સ્થિતિ અને લય થતા જણાય છે પણ તે સમુદ્રજ છે તેમ પ્રાણી-અપ્રાણી સૌના ઉત્પત્તિ, સ્થિતિ, લય ગાળામા જણાય છે બાકી હુ જ સૌ રૂપે પ્રકટુ છુ, વર્તુ છુ, લીન થાઉ છુ

આ ઉપરાત બાર આદિત્યોમા હું વિષ્ણુ છુ, જ્યોતિઓમા હુ પ્રખર તાપવાળો સૂર્ય છુ, વૃષ્ટિ લાવનાર વાયુઓમા હુ વિદ્યુદ્-ગર્ભ પવન હુ છુ, નક્ષત્રોમા હુ ચન્દ્રમા છુ, વેદોમાં હું સામવેદ અને દેવોમા હું ઇન્દ્ર છુ, ઇન્દ્રિયોમા હુ મન છુ, પ્રાણીની ચેતના હુ છુ, અગિયાર રુદ્રોમા હુ શકર છુ, યક્ષો પૈકી હું કુબેર છુ. આઠ વસ્તુઓમા હુ પાવક છુ, પર્વતોમા હુ મેરુ છુ, પુરોહિતોમા હુ બૃહસ્પતિ છુ અને સેનાપતિઓમાં કાર્તિકેય

છુ, સરોવરોમાં હું સાગર છું, મહાન ઋષિઓમાં હું ભૃગુ છું, વાણીમાં હું ૐકાર છું, યજ્ઞો પૈકી જપયજ્ઞ અને સ્થાવરોમાં હિમાલય છું, વૃક્ષોમાં પીંપળ અને દેવર્ષિઓમાં નારદ હું છું, ગન્ધર્વોમાં ચિત્રરથ અને સિદ્ધોમાં કપિલમુનિ હું છું, અશ્વોમાં ઉચ્ચૈઃશ્રવા અને હાથીઓમાં હું ઐરાવત છું, મનુષ્યોમાં હું રાજા છું, આયુધોમાં તલવાર અને ગાયોમાં હું કામદુહા છું, સર્જનશક્તિમાં હુ કામદેવ છું, સર્પોમાં વાસુકિ અને નાગોમાં શેષનાગ હુ છું, જલચરોમાં હું વરુણદેવ અને પિતરોમાં અર્યમા હું છું, નિયન્તાઓમાં હું યમદેવ છું, દૈત્યોમાં હું પ્રહ્લાદ છું, ગણનાઓમાં હું કાલ' છુ, પશુઓમાં વનરાજ અને પંખીઓમાં પક્ષિરાજ ગરુડ હું છું, પાવન 'કરનારાઓ પૈકી પવન હું છું, શસ્ત્રધારીઓમાં હું રામ છું, મત્સ્યોમાં હું મગર છું, સ્રોતસ્વિનીઓમાં હું ભાગીરથી છું, સૃષ્ટિનો આદિ, મધ્ય અને અંત હું છું. વિદ્યાઓમાં અધ્યાત્મ વિદ્યા હું છું, વાદ કરનારાઓમાં વાદ હું છું, અક્ષરોમાં અકાર અને સમાસોમાં હું દ્વંદ્વ છું, હું જ અક્ષય કાળ અને સર્વત્ર હાજર કર્મફલનો દાતા હું છું, સર્વસ્વને હરનારું મૃત્યુ હું છું, ભાવિમાં જેનો ઉદય થાય તેનો ઉદય હું છું, સ્ત્રીઓમાં હું કીર્તિ, શ્રી, વાણી, સ્મૃતિ, ધારણાશક્તિ, ધૃતિ અને ક્ષમા છું, સામોમાં હું બૃહત્સામ અને છંદોમાં હું ગાયત્રી છું, માસોમાં માગશર માસ અને ઋતુઓમાં હું વસન્ત છું, છેતરનારાઓમાં હું જુગાર છું, તેજસ્વીઓનું તેજ હું છું, વિજેતાનો જય હું છું, ઉદ્યોગીઓનો ઉદ્યોગ હું છું, સાહસિકોનું સાહસ હું

છુ, વળી યાદવોમાં હું કૃષ્ણ છુ અને પાંડવોમાં અર્જુન છુ, મુનિઓમાં હું વ્યાસદેવ છુ અને કવિઓમાં શુક્રાચાર્ય છુ, દંડ દેનારાઓનો દંડ હું છુ, વિજય ઇચ્છનારની નીતિ હું છું, ગુહ્યોમાં હું મૌન છું અને જ્ઞાનીઓનું જ્ઞાન હું છું, પ્રાણીમાત્રનુ બીજ હું છુ પ્રિય અર્જુન! એ વાતની એક વાત યાદ રાખ કે મારા વિનાની હોય એવી સ્થાવર જંગમ કોઈ ચીજ નથી. હું જ કોઈ ઠેકાણે અણુ તો કોઈ ઠેકાણે મહાન છુ કવચિત્ લઘુ તો કવચિત્ ગુરુ છું. પણ અર્જુન! મારી વિભૂતિનો પાર નથી આ તો મે તને કેવળ દિશાસૂચન જેવુ કર્યું. પણ જ્યાં જ્યાં તુ વિભૂતિ, શ્રી કે બલ જુવે ત્યાં ત્યાં મારો અંશ છે, મારો પ્રતાપ કાર્ય કરી રહ્યો છે એમ સમજજે.

અગર તો આ બધી ખટપટ પણ શાને? આ બધું જાણવાથી તને ફાયદો પણ શો? આટલું એક દફ્ણે જાણ મારા એક અંશ માત્રથી આ જગતને હુ ટેકીને ઊભો છું આ સર્વેય મારો જ મહિમા છે. જેટલો અહીં વિસ્તર્યો છે તેના કરતા અનન્તગણો વધારે મોટો મારો મહિમા તારી કલ્પનાની બહાર છે વેદના ઋષિના હૃદયમાં મે સ્ફુરાવેલુ વચન તને યાદ દેવડાવુ છુ કે एतावान् अस्य महिमा; अतो ज्यायाँश्च पूरुषः—આવડો આનો મહિમા છે પણ પુરુષ તો એથી પણ વડો છે.

॥ इति विभूतियोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



## અધ્યાય ૧૧ મો

હે રાજન્ ધૃતરાષ્ટ્ર ! આખું જગત પરમાત્માની વિભૂતિ છે. પરમાત્મા પોતાના એક અંશથી જ આખા જગતને ધારણ કરી ઊભા છે. એ સુણીને અર્જુન તો ખૂબ જ નવાઈ પામ્યો, આખુ બ્રહ્માંડ પરમાત્માના એક રોમકૂપમાં તરવરી રહ્યું છે એમ જ્યારે તેણે સાંભળ્યુ ત્યારે અર્જુનને એ ઇચ્છા થઈ કે ભગવાન જે વાત કહી રહ્યા છે તે કથન જ છે કે પછી કોઈ પરીની વાર્તા જેવી અદ્ભુત વાર્તા જ છે તે નજરોનજર જોવું રહ્યુ. સાંભળેલાને નજરોનજર જોઈએ ત્યારે જ પાકી ખાત્રી થાય. આથી ભગવાનના અદ્ભુત વિશ્વરૂપને જોવાનો અર્જુનને ઉમળકો થયો અને કેમ ન થાય ? આંખ જેટલી વિશ્વાસપાત્ર છે તેટલા કાન નથી. કાનનો સંશય આંખ જ છેદી શકે છે. આથી વિનયનમ્ર થઈને અર્જુન કહેવા લાગ્યોઃ હે ભગવન્ ! મારા ઉપર આપનો ભારે અનુગ્રહ છે. આથી આપે આપ પરમાત્માને લગતી ગુહ્ય વાતો મને કહી દીધી. આપની વાણીથી મારી મૂર્છા ટળી છે. આપનામાંથી જ સ્થાવરજંગમ જગત પેદા થાય છે અને આપનામાં જ રહી વખત આવ્યે પાછું આપનામાં જ લીન થાય છે. એ મેં સાંભળ્યું. આપનું

અપૂર્વ માહાત્મ્ય પણ સુણ્યું. હવે એક વાત તેટલી બાકી રહી છે આપે આપને જેવી રીતે વર્ણવ્યા છે તેવી રીતે એટલે કે આપના ઈશ્વરીયરૂપે આપને જોવાની મને હોંસ છે. હે પ્રભો ! જો આપ એમ માનતા હો કે આપના તે અદ્‌ભુત ઈશ્વરીય રૂપને જોવાને હું લાયક છું તો હે સમર્થ ! હે યોગેશ્વર ! મને આપના અવિનાશી સ્વરૂપની સ્ફુર્તિ બનાવો હે જગન્નાથ ! મારો અધિકાર કેવળ વિનંતિ કરવાનો છે. એને માન્ય ગણી તે મુજબ કરવું અગર ન કરવું એ આપના હાથની વાત છે. તો કૃપા કરો અને આપનાં પરમ મંગળ, મહા મહિમાશાળી, હૃદયશાન્તિદાયક, સંશયહારી અને પ્રતીતિકારી સ્વરૂપનાં મને દર્શન કરાવી કૃતાર્થ કરો.

અને હે રાજન્ ! હે ધૃતરાષ્ટ્ર ! ભગવાન શ્રીકૃષ્ણે તો, કૃપાળુની માફક સાચવી રાખેલું જીવનભરનું ઔદાર્ય, વ્હાલા શિષ્યની પ્રાર્થના સાંભળતાવેંત, વહેવરાવતાં કહેવા માંડ્યુ કે હે પ્યારા અર્જુન ! તારી વિનતિની જ વાર છે. હું તો ભક્તજનનું કલ્પવૃક્ષ છું. ચિન્તામણિ છું. જો મારાં સેંકડો અને હજારો રૂપો. અનેક પ્રકારના, દિવ્ય, વિવિધ આકૃતિ અને વર્ણવાળાં મારાં અસંખ્ય રૂપોને ભાળી તું ખુશ થા મારામા રહેલા સૂરજ અને ચાંદનાં, વસુ અને રુદ્રનાં, અશ્વિનીકુમાર અને મરુત્‌નાં તું દર્શન કર પહેલા કદી ન જોયેલાં કે ન સાંભળેલાં કરોડો આશ્ચર્યોને તું તારી સગી આંખે જો. મારા શરીરના એક ભાગમાં તરવરતું આ ચરાચર જગત તું નિહાળ. હે પ્રિય ! આ ઉપરાંત તારે જે કાંઈ બીજું જોવાની ઇચ્છા

હોય તે પણ તું તેમ કર. પણ જો એક વાત યાદ રાખ. મારાં બતાવવાં ધારેલાં ઈશ્વરીય રૂપનાં દર્શન તારી આ ચામડાંની આંખે થાય એ અશક્ય છે. તું ચર્મચક્ષુથી એ ન જોઈ શકે. એને માટે દિવ્યદૃષ્ટિ જરૂરી છે. પણ હું તારા ઉપર પ્રસન્ન છું. એટલે તને તે રૂપ ધરાઈ ધરાઈને જોવા માટે જોઈતી દિવ્ય નજર હું આપું છું. વ્હાલા અર્જુન! થાકે ત્યાંસુધી જોજે. મને ઈશ્વરને લગનો યોગ જો. મારું બેહદ પરમ ઐશ્વર્ય જો.

અને હે રાજન્! આપના દુર્ભાગ્યની શી વાત કરું? આપ આંખ વગરના રહ્યા. મને વ્યાસ ભગવાનની કૃપાએ દિવ્યદૃષ્ટિ સાંપડી છે. અર્જુનના ભાગ્યનો તો પાર નથી પણ સાથે સાથે હું પણ મહાભાગ્યશાળી છું. મને પણ પરમાત્માનાં આશ્ચર્યમય વિરાટ સ્વરૂપનાં અહીં બેઠાં બેઠાં દર્શન થઈ રહ્યાં છે. હે રાજન્! ભગવાને આટલું કહી પોતાની મહાયોગેશ્વરતાની સાબીતી આપી. પળમાં-આંખ મીંચાય ને ઉઘડે એટલી વારમાં તો હે રાજન્! આશ્ચર્યોની પરંપરા પેદા થઈ ગઈ. પળવાર પહેલાં જ્યાં દેવકીનન્દ શ્રીકૃષ્ણ હતા ત્યાં તો પરમ પુરુષ પરમાત્માનો ભૂમાવિહાર-વિરાટ સ્વરૂપ છતું થઈ ગયું. તેમાં અસંખ્ય મોઢાં દેખાયાં. હજારો આંખો દેખાઈ. અપાર અદ્ભુત દર્શન થયાં. ત્યાં દિવ્ય આયુધો અને આભૂષણો ચમકી રહ્યાં. જ્યાં જુવો ત્યાં દિવ્ય માલાને ધારણ કરનારા, દિવ્ય ગંધથી અર્ચિત, તમામ આશ્ચર્યોથી ભરપૂર, અનન્ત અને ચોમેર વ્યાપેલા પરમાત્માને અર્જુને જોયા. તે પરમાત્માના તેજની શી વાત! એકી વખતે આકાશમાં હજારો સૂર્ય

જાગે અને તેની સામટી જે જ્યોતિ થાય તે કદાચ પ્રભુના તેજની હરીફાઈ કરી શકે ! હે રાજન્ ! પરમાત્માના તે વિરાટ્ દેહમાં–અરે ! તેના એક રોમકૂપમાં દેવ, મનુષ્ય, કીટ, પશુ, પંખીરૂપે અનન્ત પ્રકારે વહેંચાયેલું ચરાચર બ્રહ્માંડ, તરેવર તરેવર થતું પાર્થે ભાળ્યું. પરમાત્માનો આ મહા મહિમા જોઈને અર્જુન તો આભો જ થઈ ગયો. તેના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેનાં રૂવાં ખડાં થઈ ગયાં. ભગવાનની આગળ લાંબો થઈને તે પગે પડ્યો. હાથ જોડી તે કહેવા લાગ્યો:—

હે નાથ ! આપના દેહમાં હું અત્યારે ખરે જ ! દેવો અને પ્રાણીઓના સમુદાયને ભાળી રહ્યો છું. પેલા કમલયોનિ બ્રહ્માને જોઈ રહ્યો છું. અરે ! આ બાજુ મહર્ષિઓને તો પેલી બાજુ દિવ્ય સર્પોને વિલોકી રહ્યો છું. જ્યાં જોઉં ત્યાં આપનાં હાથ, પગ, મોઢું, પેટ વગેરે જણાય છે. આપને સર્વરૂપે નિહાળું છું. આપનો ક્યાંયે છેડો નથી જણાતો, મધ્ય નથી ભાસતું, આદિ નથી દીસતી ! હે વિશ્વરૂપ ! આપ સર્વરૂપે વિલસી રહ્યા છો. ચોમેરથી મુગટ-ગદા-શંખ-ચક્રધારી આપને હું જોઈ રહ્યો છું. ચોદિશ આપ તેજના પુંજ સમા લાગો છો. પિતા ! સળગતા સૂર્ય અને દેદીપ્યમાન પ્રલયાગ્નિ જેવાં આપનાં સ્વરૂપને ભાળી મારી આંખ ઝંખવાય છે. બીડાય છે. હવે મને સમજાય છે કે હે નાથ ! આપ અક્ષર છો. આપ જ જાણવા યોગ્ય છો. આપ જ જગતનું ભંડારીઉં છો. અવિનાશી છો. ધર્મના સનાતન રક્ષક છો. આપને કાલ સ્પર્શતો નથી. આપ સર્વત્ર પરિપૂર્ણ છો.

હે નાથ! આપને આદિ નથી. મધ્ય નથી. અંત નથી. આપની શક્તિ અનન્ત છે. આપને હજારો હાથ છે. સૂરજ અને ચાંદ આપની આંખ છે પિતા! ઝગઝગ ઝળહળ થતા અગ્નિ જેવું આપનું મુખ અતિ તેજસ્વી છે. આપના તેજે આપ જગતને તપાવી રહ્યા છો. નાથ! પૃથ્વી અને આકાશનો વચગાળો આપથી જ ભરેલો છે. સૌ દિશામાં આપ છવાઈ રહ્યા છો. હે મહાત્મન્! આપના આ અદ્ભુત અને ઉગ્ર રૂપ જોઈને ત્રણે લોક હેબતાઈ ગયા છે.

ગ્યું છે મને ધીરજ રહેતી નથી. અધીરતો હું ક્યાંયે ચેન પામતો નથી. હે જગન્! પ્રલયકાળનાં જેવાં, આપનાં ભયંકર દાઢવાળાં મુખો જોઈને મને ભ્રમ પેદા થાય છે. દિશા સૂઝતી નથી. શાન્તિ વળતી નથી. પ્રસન્ન થાઓ.

અરે! આ બાજુ વળી ધૃતરાષ્ટ્રના પુત્રો, રાજાઓ, ભીષ્મ, દ્રોણ, કર્ણ તથા અમારા સૈન્યના યોદ્ધાઓ આપના ભયંકર મુખોમાં ઝડપી ગતિથી દાખલ થઈ રહ્યા છે. નાથ! આપના દાંતો તેમનાં માથાંઓને કડકડ કડકડ કરીને ચાવી રહ્યા છે. હે ભગવન્! વળી કેટલાકની તો ખોપરીઓ જ આપના દાંતમાં ભેરવાઈ રહી છે. પાણીના ધોધો જેમ અનન્ત સમુદ્રમાં તેમ આ જગદ્વીરો આપના સળગતાં મુખોમાં વિલીન થઈ રહ્યા છે! હે નાથ! દીવામાં જેમ ઝડપી વેગે પતંગીઆં ઝંપલાવે તેમ પોતાના જ નાશ માટે ઝડપી વેગે આ બધા આપના દેદીપ્યમાન મુખોમાં ઝંપલાવી રહ્યા છે. પિતા! આપની કાળજીભ વસ્તુ માત્રને ધીરે ધીરે પણ દઢતાથી ચાટી રહી છે. આપનું ઉગ્ર તેજ જગતને તપાવી રહ્યું છે.

હે નાથ! મને ખબર નથી. કહો આપ આવાં ભયંકર રૂપવાળા કોણ છો? હે દેવ દેવ! આપ મનમોહન કૃષ્ણ જ છો કે કોણ જાણે–કોણ છો? ભગવન્! પાયે પડું છું. આપ સર્વભક્ષીને હું જાણવાને ઇન્તેજાર છું. આપની પ્રવૃત્તિને હું સ્હેજે પામી શકતો નથી. આપ કોણ છો! આ બધું શું કરી રહ્યા છો? મારાં રોમરોમમાં કંપારી છૂટે છે. પિતા! પ્રણામ. બોલો, આપ કોણ છો?

અને હે રાજા ધૃતરાષ્ટ્ર! કૃષ્ણચન્દ્રને રોજનો જાણતો હોવાનો દાવો કરતો અર્જુન, અત્યારે નરમ ઘેસ જેવો થઈ ગયો. ભગવાનને તે જાણતો છતાં ન જાણતો થઈ ગયો! પળે પળે તે મીણની માફક તવાઈ રહ્યો. તેનો અહંમેવ, સૂરજના તાપથી બરફની માફક તવાઈ રહ્યો. પોતાના પ્યારા અર્જુનની આ ભયભીત વ્યથિત અવસ્થા જોઈને વિરાટ્ સ્વરૂપી ભગવાન મેઘગંભીર ધીર વાણીથી કહેવા લાગ્યા. હે અર્જુન! તું મને ઓળખતો નથી હું મહાકાળ છું. કાળનો પણ કાળ છું. મૃત્યુનું પણ મૃત્યુ છું. લોકસંહાર મારી લીલા છે. અત્યારે હું લોકોને ઝડપી લેવા તત્પર છું. હે અર્જુન! જ્યારે મારું આ કાલભૈરવ સ્વરૂપ પ્રવર્તે છે ત્યારે આખું જગત મારો કોળીઓ થઈ જાય છે. તારા વગર પણ આ બધા હોનારા નથી. મારા કાળચક્રની અણી ઉપર એ બધા ચડી ચૂક્યા છે, જોતજોતામાં ભૂતકાળના અતલ ગર્ભમાં ઓગળી જવાના છે. આથી હે અર્જુન! કાંગારોળ છોડ. ઊઠ, કીર્તિ મેળવ. શત્રુને જીત સમૃધ્ધ રાજ્ય ભોગવ. હે અર્જુન! તું શું કોઈને મારી શકતો હતો! તું બધાને મારી નાંખવાનો એ તો તારો વહેમ છે. અહો તારી મૂઢતા! અરે! આ જગતને તો મેં જ પહેલેથી જ મારી મૂક્યું છે. તું તો માત્ર મારું નિમિત્ત છે, બહાનું છે. તો ઊઠ. મેં જેને મારી મૂક્યાં છે તેને માર. એનો શોક શો? લડ. તું રણમાં જીતનાર છે

અને હે રાજન! અટ્ટહાસ્ય કરતાં, મેઘ ગંભીર અવાજે, દયામય થઈને ભગવાને જ્યારે આમ કહ્યું ત્યારે

તો વળી અર્જુનના હાંજા ગગડી ગયા. કેળના પાનની પેરે તે ધ્રુજવા લાગ્યો. અંજલિ આકારે તેના હાથ જોડાયા. તેનું સમસ્ત હૃદય ભગવાન આગળ લળી પડ્યું. તે ખૂબ બીધો. તેને ડૂમો ભરાઈ આવ્યો. નમી નમીને જેમ તેમ કરતાં, મહામહેનતે તે ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો:—

હે પરમાત્મન્! આપને પગે પડું છું. હે પિતા! આપના ગુણગાનથી જગત રાચે છે, આપના ઉપર પ્રેમરાગ થાય છે તે યોગ્ય જ છે. આપના નામસંકીર્તન માત્રથી રાક્ષસી માયા દૂર ભાગે છે તે કેવળ ઉચિત છે. આપને સિદ્ધ પુરુષો વન્દન કરે છે તે યોગ્યતમ જ છે. નાથ! આપને સૌ શાને ન નમે? હે મહાત્મન્! આપ જગતના વડદાદા છો. બ્રહ્મા કરતાં પણ વડા છો. આપ અક્ષર છો. વ્યક્ત, અવ્યક્ત અને તે બેથી પણ પર એવા છો. આપ આદિદેવ, પરિપૂર્ણ અને જગતના ભંડાર છો. જાણવાયોગ્ય અને જાણનાર પણ આપ જ છો. હે વિશ્વરૂપ! આપ જ સર્વત્ર ઓતપ્રોત છો. આપ સર્વત્ર ગતિશીલ વાયુ છો. દંડધર યમદેવ છો. સર્વદાહક અગ્નિ છો. પાશધર વરુણ છો. રસધર ચન્દ્ર છો. જગદ્બીજ પ્રજાપતિ છો. પ્રજાપતિના પણ પિતા છો! હે નાથ! સર્વત્ર આપની યાદી ભરેલી છે! હે પિતા! હું આપને બીજું શું ધરું? હજારો વાર આપને નમન હો. વળી વારંવાર આપને વન્દન હો. પિતા! આગળ, પાછળ, પડખે, ઉપર અને નીચે સૌ દિશાએ આપને મારાં વન્દન હો. હે અનન્તશક્તિ! લળી લળીને વન્દન સિવાય મને બીજું કશું સૂઝતું નથી.

હે પરમાત્મન્ ! મેં તો આપને સખા જાણ્યા હતા. આજે મારો એ ભ્રમ ભાંગ્યો છે. સખા ગણીને મેં આપને 'હે કૃષ્ણ ! હે માધવ ! હે સખે' એવાં તોછડાં સંબોધનો કર્યાં હતાં, પણ નાથ ! હું આપનો આ મહિમા જાણતો ન હતો ! આપને મેં આવું કાં તો ગાફેલતામાં કે કાં તો વહાલના માર્યા કહ્યું હશે, પણ મને શી ખબર કે આપ આવા છો ! મેં તો આપને વારવાર ખાતાં પીતાં, ઊઠતાં બેસતાં, સૌની સમક્ષ અને એકલા અપમાન્યા છે. અહો મારી મૂર્ખતા ! પિતા ! મેં મૂર્ખે આપનાં હાંસીઠઠ્ઠા પણ કર્યાં છે ! એ તમામ પામર વર્તનની આજે હું માફી માંગું છું. આપ જગતપિતા છો. વિશ્વપૂજ્ય છો. વિશ્વગુરુ છો. આપના જેવો કોઈ નથી તો આપનાથી વડો તો હોય જ ક્યાંથી ! આથી હે પિતા ! હવે મારી પાસે બીજું કશું નથી. મારી કાયા આપની આગળ પાથરું છું. આપને પ્રસન્ન થવા વિનવું છું. પિતા જેમ પુત્રને, સખા જેમ સખાને, ને પ્રિય જેમ પ્રિયાને સહી લે તેમ આપ મને આપનો માનીને સહી લો. કદી ન જોયેલું આજે જોયું ને મારું હૃદય ભયથી થરકાંપ થયું. હજી પણ મને ડાંડર ઉતરી નથી. પિતા ! આપનું આ રૂપ સંકેલો. પેલું-રૂપમાધુરીના પિયરસમું, વિશ્વમોહન સ્વરૂપ બનાવો. પ્રસન્ન થાઓ. હે વિશ્વમૂર્તિ ! આપનું રોજનું પરિચિત રૂપ મને બતાવો.

હે રાજન્ ! અર્જુનની આવી વ્યથિત અને આર્દ્ર પ્રાર્થના સાંભળીને ભગવાન પ્રસન્ન થયા. તેને આશ્વાસન દેતાં કહેવા લાગ્યા કે હે પ્રિય અર્જુન ! હું જ્યારે પ્રસન્ન

થાઉં છું ત્યારે મારું આ તેજોમય, અનન્ત અને અસલી વિશ્વરૂપ માત્ર અનન્ય ભક્તોને, યોગમાયાના બળે હું બતાવું છું. વેદનો અભ્યાસ, યજ્ઞ, તપ, દાન વગેરે જો કે મારામાં છે તોપણ તે દ્વારા હું એટલો પ્રસન્ન નથી થતો જેટલો પ્રેમથી થાઉં છું. તો હે પ્રિય! તું ગભરા નહીં. મૂંઝિત ન થા. બલહીન ન બન. લે, જો, પ્રસન્ન હૃદયે વળી હું તને મારું અગાઉનું રૂપ બતાવું છું.

આટલું કહીને હે રાજન્! મહાયોગેશ્વર શ્રીકૃષ્ણ પરમાત્માએ આંખના એક પલકારામાં અર્જુનની દિવ્યદૃષ્ટિ પાછી લીધી અને પોતાનું રોજરોજનું પરિચિત સૌમ્ય સ્વરૂપ બતાવ્યું. સૌમ્ય રૂપ બતાવ્યું કે તરત અર્જુનને કળ વળી. તે કહેવા લાગ્યો: પ્રભો! બસ. આપનું આ માનવીય રૂપ જોઈને હવે મને ચેન પડ્યું. હવે મને ટાઢક વળી. હવે હું ઠેકાણે આવ્યો.

અને હે રાજન્! ભક્તવત્સલ ભગવાન અર્જુનને સ્વસ્થ થયેલો જોઈને, અભિનન્દન આપતાં કહેવા લાગ્યા: હે વ્હાલા અર્જુન! જોયું મારું રૂપ? એ રૂપ જોવું મુશ્કેલ છે. અરે દેવો પણ એ રૂપને જોવા બિચારા હંમેશાં ફાંફાં મારે છે. મારું આ રૂપ કોણ જોઈ શકે? વેદાભ્યાસ વગેરેથી તો હું આ રૂપે ન દેખાઉં. હે અર્જુન! તેં મને જેવો જોયો તેવો જોવા જે કોઈ ચાહે તેને માટે એક જ શરત છે, અને તે અનન્યભક્તિની. અનન્યભક્તિભાવથી જ મને જાણી શકે છે. જોઈ શકે છે; એટલું જ નહીં, સાચી રીતે તે મન્મય થઈ શકે

છે. માટે હે પાંડવ ! મને વિશ્વનાથને પામવાની આ રીત છે. મારે ખાતર કર્મ કર. મારો આશ્રય લે. મારો પ્રેમી થા. આસક્તિ છોડ. કોઈ સાથે પણ વેર ન કર. સૌને યાદ બમ. જે આટલું કરે તે મને પામે.

॥ इति विश्वरूपदर्शनयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



## અધ્યાય ૧૨ મો

શ્રી ભગવાને પોતાની યોગમાયાના બળે, વિશ્વરૂપનું સાક્ષાત્ દર્શન કરાવી અર્જુનને શંકા વગરનો કરી દીધો. વિશ્વરૂપ ભગવાનને જોયા બાદ, જાણ્યા બાદ તેના ઉપર પ્રીતિ થયા વિના રહે નહીં, કેમકે દર્શન અને તેમાંય સાચું દર્શન પ્રેમમાં પરિણમે છે, પણ હે રાજન! અર્જુને તો પરમાત્માનાં બે રૂપો છે એમ માન્યું હતું. એક પ્રત્યક્ષ અને બીજું અપ્રત્યક્ષ. પ્રત્યક્ષ તે આ વિશ્વરૂપ. અપ્રત્યક્ષ તે વિશ્વરૂપના પડદા પાછળ ઢંકાયેલું એટલે કે જેની પીઠ ઉપર આ વિશ્વરૂપ ભાસી રહ્યું છે તે સ્વરૂપ. તો એ બે પૈકી કયાં સ્વરૂપની સેવા કરવી હિતકર છે એ એક મૂંઝવણ હતી. આથી વિશુદ્ધ થયેલાં હૃદયવાળો અને વિશ્વરૂપનાં દર્શને પ્રશાંત થયેથી બુદ્ધિવાળો અર્જુન

જેઓ સદા એકાગ્રચિત્તે, પરમશ્રદ્ધાથી, મને સેવે છે એટલે કે વિશ્વરૂપની સેવામાં જેઓ પરમ આદરપૂર્વક જોડાયેલા રહે છે તેઓ મારી ગણનામાં શ્રેષ્ઠ છે

વળી ઇન્દ્રિયોને કાબુમાં રાખી, સૌ પ્રાણીઓનાં હિતમાં રહી, બુદ્ધિની બધે સમતા જાળવી, જેઓ મારાં અપ્રત્યક્ષ સ્વરૂપને સેવે છે તેઓ પણ મને જ પામે છે, પણ હે અર્જુન! આ વર્ગના ભક્તોને ભારે મહેનત પડે છે અર્થાત્ હે અર્જુન! મારા વિશ્વરૂપના સેવક હો કે અપ્રત્યક્ષ રૂપના સેવક હો, મારી નજરે તો બન્ને સરખા છે, બન્નેને છેવટે તો મારી જ પ્રાપ્તિ થાય છે પણ આ તો રસ્તાની પસંદગીનો સવાલ છે, સહેલો અને કપરો એ બેમાંથી ગણત્રીબાજ માણસે સહેલો રસ્તો પસંદ કરી, થોડી મહેનતે વધારે લાભ ઉઠાવવો રહ્યો તો તે સહેલો માર્ગ તે આ છે–મારી જીવતી જાગતી પ્રતિમા જેવાં આ પ્રાણીઓની સેવા છે.

હે અર્જુન! જેઓ મારાં જીવતાં જાગતાં વિશ્વરૂપના સેવકો છે તેઓ તો બધાં કર્મો તેના ફળસહિત, મને સોંપી દે છે. એકનિષ્ઠાથી તેઓ બધે મારું ધ્યાન ધરે છે. ઘટઘટમાં હું જ છું. સર્વત્ર હું જ છૂપાયો છું એવું જાગ્રત ભાન રાખી તેઓ મારી સેવા કરે છે. બસ. હૃદયની ભાવભરી પ્રેમમયી સેવાથી હું તેમને પરવશ થઈ જાઉં છું. જેઓ મારું જ ધ્યાન ધરે છે, સર્વરૂપે વિસ્તરી રહેલા એવા મારી જ સેવા કરે છે તેમને હે પ્યારા! હું શું કરું છું તેની તને ખબર છે? હે અર્જુન! મારી [illegible]

છે, જેઓ મારામાં મન પરોવે છે, મારી લગની લગાડે છે, ટૂંક મુદતમાં જ હું તેઓનો ઉદ્ધાર કરું છું. તને ખબર છે?–પ્રાણીમાત્ર આ સંસારરૂપી સમુદ્રના જન્મ-મરણરૂપ પ્રચંડ, વેગીલાં તરંગ ઉપર સવાર થઈ આમથી તેમ અફળાયા કરે છે. તે બિચારાંઓને ક્યાંયે આરો મળતો નથી પાર દેખાતો નથી કદાપિ વળગવાનું સાધન દેખાતું નથી. આવાં અનાથ બિચારા ગમે ત્યાં ધમડાય છે. પણ મારા પરમપ્રેમી ભક્તોને હું આ મૃત્યુયુક્ત 'સંસાર સાગરમાંથી ઝટ ઊંચકી લઉં છું. મારી છાતીએ હું તેમને ચંપાડું છું. તેમના શોક અને મોહને હું પી જાઉં છું. હે પ્યારા અર્જુન! મારા અનન્ય ભક્તોના ઉદ્ધાર માટે હું સનાતન દીક્ષા લઈને બેઠો છું.

માટે હવે તું મારું માનતો હોય તો બીજી બધી ખટપટ છોડ. તારા મનને મારામાં મૂકી દે. હું જ બધે બધાં રૂપે છું એવા નિશ્ચયવાળી મતિ કર. આમ કરતાં તું મહામહિમાશાળી એવા મારામાં જ ત્યારબાદ રહેશે. અગર જો આ તને આકરું લાગતું હોય તો બીજો ઉપાય બતાવું. તારું મન મારામાં સ્થિર ન રહેતું હોય તો તે સ્થિર રહે એવા ઉપાયોનું આચરણ કર. તેમનો અભ્યાસ કર. એ અભ્યાસરૂપી ઉપાયથી પણ તું મને જ મેળવવાને ઝંખશે. અભ્યાસમાં પણ તારું ગાડું ન ચાલતું હોય તો તે પણ જવા દે. તેના કરતાં પણ વધુ સહેલો ઉપાય બતાવું છું. તું જે કાંઈ કરે તે તારે ખાતર ન કર, મારે ખાતર કર. કેમકે જો કોઈ સ્વાર્થને તજીને પગલે

કામ કરે છે તેને પણ ભક્તની સિદ્ધિ મળે છે અને એર ! તું સ્વાર્થને છોડી પરમાર્થે પણ કાંઈ કરી ન શકે તો તેનો પરખરો નથી; બીજું કાંઈ જ ન કરે તો મારો આશ્રય લેજે. અને જે કાંઈ કરે તેના ફળની તેટલી ઇચ્છા ન રાખનો. આમ કર્મ કરતાં છતાં જો તું ફળનો ત્યાગી થશે તો તને શાન્તિ મળશે. પ્યારા અર્જુન ! શાન્તિ બિચારી ક્યાંક બહારથી તો આવતી જ નથી, એ તો અંતરમાં પડીપાથરી રહે છે, ફળને માટે વલખા મારવાની જે આ વૃત્તિ છે તે શાન્તિને દૂર ભગાડે છે. તો તું એ વૃત્તિને તિલાંજલિ દે. લાગલી જ શાન્તિ તારી કને આવીને ઊભી રહેશે. તે જ તને વરમાળા પહેરાવશે.

હે અર્જુન ! આ શાન્તિ જેને વરી ચૂકી છે એવા મારા ભક્તનાં કયાં લક્ષણો હોય છે તે પણ હું તને સાથે સાથે કહી જ દઉં. જો તું તે લક્ષણોની સાથે તારા જીવનનો તાળો મેળવી જુએ તો તને ખબર પડે કે તું ક્યાં ઊભો છે. હવે હું તને ભક્તની જે નિશાનીઓ બતાવું છું તે બરાબર ધ્યાન રાખજે. એ નિશાનીની રાહે ચાલનારને મારી પ્રાપ્તિ થાય છે.

હે અર્જુન ! મારો વહાલો ભક્ત પ્રાણીમાત્રના ઉપર પ્રેમવાળો હોય છે. તેને તો દ્વેષના ઉપર પણ દ્વેષ હોતો નથી તે સૌનો દોસ્ત હોય છે. દયા તો તેના જીવનનો પ્રધાન સૂર હોય છે. વળી તેનામાં 'મારું તારું'નો ઝઘડો બાર હોતો નથી. અહંકાર તો તેની પાસે પણ ફરકતો નથી. અહંકાર કે અભિમાનનું તો તેણે શ્રાદ્ધ કરી મૂકેલું

હોય છે. વળી સુખદુઃખની તેને વિકૃત કલ્પના હોતી નથી. દુનિયાની ધૂપછાંવની રમત તેને બેબાકળો કરી શકતી નથી. આથી સુખનું અજવાળું કે દુઃખનો ઓછાયો તેને ચલિત કરી શકતાં નથી. ક્ષમાનો તો તે અખૂટ ભંડાર હોય. સંતોષ તેના આંતર સ્વરાજ્યનો પ્રધાન કારભારી હોય છે, તે સદા યોગી એટલે કે વિના સ્વાર્થે કર્તવ્ય કર્મમાં યથાવકાશ જોડાયેલો જ રહે છે. સ્વાભાવિક રીતે જ તેનું મન તેના કબજામાં રહે છે. તેના નિશ્ચયો હંમેશાં પોલાદી હોય છે. પોતાનાં મન અને બુદ્ધિ ઉપર તે પોતાનો અધિકાર માનતો નથી પણ તે બન્નેને તે મને સોંપી દે છે. આવો ભક્ત મને પ્રિય હોય એમાં શી નવાઈ?

વળી તે લોકોને ઉદ્વેગનું કારણ આપતો નથી. લોકથી તે પણ ઉદ્વેગ પામતો નથી. પ્રિય અર્જુન! હરખ, અસહિષ્ણુતા, ભય કે ઉદ્વેગ તો મારા ભક્તને અણુજતણાં જોતાં જ રહે છે મારો ભક્ત નિઃસ્પૃહ, પવિત્ર અને એકી વખતે અનેક કાર્યોને આટોપવાને સમર્થ હોય છે. તેને બધા જ પક્ષ પોતાના હોઈને કોઈના ઉપર પક્ષપાત હોતો નથી. તે મનની આધિને ઊંચકતો નથી. સ્વાર્થી કર્મથી તે અલિપ્ત રહે છે. પ્રિય અને અપ્રિયની કલ્પનાથી તે પર બને છે અને આથી તેને હરખ કે શોક, ઇચ્છા કે દ્વેષ પ્રવર્તાવી શકતાં નથી. તે તો ગમતું કે ન ગમતું બધુંય મૂળ હૃદયથી તજી દે છે. તેને અમુક તો મારો શત્રુ કે અમુક તો મિત્ર એવો ભાવ નથી રહેતો. દુન્યવી માન અપમાનની કલ્પનાથી તે વિકારી

૧. ઠંડી ગરમી, સુખદુઃખ વગેરે દ્વંદ્વો તેને મહાત

કરી શકતાં નથી. તે બધાંમાં સરખો રહે છે. આસક્તિ તેને બળગતી નથી.

વળી મારો ભક્ત વખોડ અને વખાણમાં દ્વેષ કે હરખ કરતો નથી. એની મેળે જે કાંઈ આવી મળે તેમા સંતોષી રહે છે. તેને ઘરમાં આસક્તિ હોતી નથી. તેની મતિ સદા સ્થિર હોય છે. જે કોઈ મારો આવો ભક્ત હોય તે મને પ્રાણથી પણ વધારે વહાલો છે. હે અર્જુન ! ભક્તનાં લક્ષણ કહેવાને બહાને મેં તને અમૃતની પ્રાપ્તિનો માર્ગ બતાવી દીધો છે. તો શ્રદ્ધા રાખ. મારો પાલવ પકડ એ રસ્તે ચાલ. તારુ કલ્યાણ થશે કેમકે તારા હિત સિવાય બીજી કોઈ ચીજ મારા હૈયામાં નથી.

॥ इति भक्तियोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

ૐ

## અધ્યાય ૧૩ મો

હે રાજા ધૃતરાષ્ટ્ર! પોતાના ભક્તનાં શાં લક્ષણો હોય છે તે આગલા અધ્યાયમાં ભગવાને સ્વમુખે બતાવ્યું. વળી અર્જુનના કલ્યાણ હેતુને લઈને વિશ્વરૂપે પોતે વિસ્તરેલા છે એ વાતને બીજી રીતે સમજાવે છે. વિશ્વરૂપ પરમાત્મા બે સ્વરૂપે અહીં વહેંચાયેલા છે. એક જડ અને બીજું ચેતન. એ જ વાતને બીજી રીતે કહીએ તો પરમાત્મા પોતે જ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપે છે. તે પછી ક્ષેત્ર તે શું અને ક્ષેત્રજ્ઞ તે શું વગેરે સ્પષ્ટપણે સમજાવતાં ભગવાનની અમૃત વાણી વહી રહી છે કે હે અર્જુન! આપણું આ જે શરીર છે તેને ક્ષેત્ર કહેવામાં આવે છે. 'ક્ષેત્ર' એટલે ખેતર. શરીર અને ખેતરમાં ઘણું મળતાપણું છે. ખેતરમાં જેમ બીજ ઊગે તેમ શરીરરૂપી ખેતરમાં કર્મરૂપી બીજ ઊગી નીકળે છે. જેવું બી તેવી ખેતી તેમ જેવું કર્મબીજ તેવો જ જીવનનો પાક નીપજવો. આ શરીરરૂપી ખેતર ને "આ મારું છે" એમ જે સ્વાભાવિકપણે જાણે છે તેને ક્ષેત્રજ્ઞ કહેવામાં આવે છે. હે અર્જુન! આ શરીરરૂપી ખેતરોનો કોઈ પાર નથી. એ અસંખ્ય છે. જુદી જુદી ભાતનાં છે. બ્રહ્માથી માંડીને તે ઘાસનાં તણખલાં સુધીનાં પ્રત્યેક શરીરરૂપી ખેતરની

અંદર જે ક્ષેત્રજ્ઞ છે તે કોણ છે તે તું જાણે છે? જો તને એક ખાનગી વાત કહું. તમામ ક્ષેત્રોમાં રહેલ ક્ષેત્રજ્ઞ પણ હું જ છું; એટલે કે જેમ વ્યક્તિ અને સમષ્ટિરૂપ શરીર ક્ષેત્ર તે હું છું, તેમ જ પ્રત્યેક ખેતરમાં તેના માલીક તરીકે રહેલો અને વર્તતો ક્ષેત્રજ્ઞ=જીવ પણ હું જ છું. જીવ અને હું જુદા નથી. તો દેહે દેહે રહેલા જીવને જીવ ન જાણવો. હું પરમાત્મા જ, મારો પોતાનો જ સ્વભોગ લેવા, મારી પોતાની જ અચિન્ત્ય શક્તિવડે જીવરૂપ થઈને, ઘટઘટમાં ગૂઢ છું. આથી મારે લગતું જે જ્ઞાન છે તે આ છે. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્ને પરમાત્મા જ છે. પરમાત્માનું જ વીર્ય, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપે વિભક્ત થયેલું છે. આ સમજને પરમાત્માને લગતું જ્ઞાન કહેવામાં આવે છે.

હે અર્જુન! કોણ જાણે કેમ પણ આજે મને એવું થાય છે કે મારું સમસ્ત હૃદય જ તારી આગળ ઠાલવી નાંખું. હું જ્યારે તારા ઉપર પ્રસન્ન જ થયો છું તો મારા મહિમાને પૂરો જાણી જ લે. મેં તને ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞને વિષે ટૂંકમાં કહ્યું. હવે તને બરાબર સમજાય માટે વિસ્તારથી કહું. આ ક્ષેત્ર વસ્તુતઃ કઈ ચીજ છે?–એના કયા કયા પ્રકારો છે–કયા કયા વિકારોથી એ ભરપૂર છે અને એ વિકારો પૈકી કયો વિકાર કયામાંથી પેદા થયો છે તે બધું હું તને કહું. વળી તે ઉપરાંત મેં તને જે ક્ષેત્રજ્ઞ-જીવને લગતું કહ્યું તે જીવ કઈ ચીજ છે-એનામાં કયો પ્રભાવ છે–એ બધું પણ હવે તું જાણી [illegible] બન્નેને લગતું વિવેચન લંબાણથી કરવા માંડ [illegible]

વાતે. કેમકે ઋષિઓએ એ જ વાતને અનેક પ્રકારે સમાજથી કહી છે. તે બધાનો નીચોડ હું તને કહી દઉં છું. શિષ્યે તો ભમરાની માફક સારગ્રાહી થવું જોઈએ.

આપણું આ શરીર એકંદરે ચોવીસ તત્ત્વોનું બનેલું છે. પાંચ મહાભૂતો, પાંચ સૂક્ષ્મભૂતો, અગિયાર ઇન્દ્રિયો, અહંકાર, બુદ્ધિ અને પ્રકૃતિ. આ ચોવીસ તત્ત્વો ઉપરાંત એ ચોવીસેમાં ઓતપ્રોત એવું અને એ બધાથી દરેક રીતે જુદું એવું જીવ-ક્ષેત્રજ્ઞ ચેતન નામનું તત્ત્વ છે. તે આપણું સ્વરૂપ છે. આ પચ્ચીસમા તત્ત્વમાં, આ ચોવીસનો મેળો છે આ ચોવીસ તત્ત્વો જીવના માણસમાં ઇચ્છા અને દ્વેષ, સુખ અને દુઃખ વગેરેની વેદના પેદા કરે છે. એ બધાનો જે મેળો તે સંઘાત કહેવાય છે. એ બધાંની અંદર વ્યક્ત થતી જ્ઞાનશક્તિ અને તે ઉપરાંત એ બધાને ધારણ કરતી જે ધૃતિશક્તિ—આ બધાંય ક્ષેત્રના પક્ષમાં આવે છે એટલે કે પાંચ મહાભૂતોથી માંડીને ધૃતિસુધીનાં બત્રીસ વાનાં, અંતઃકરણમાંથી ઉપજે છે. આથી તે બધાં અંતઃકરણના ધર્મો છે. એ પેલાં પચીસમા તત્ત્વ-ચેતન જીવના ધર્મો નથી—ક્ષેત્રજ્ઞના નથી અર્થાત્ ત્રિગુણ પ્રકૃતિ એ ક્ષેત્રનું વાસ્તવિક સ્વરૂપ છે. બુદ્ધિ, અહંકાર અને પંચ તન્માત્રા એક બાજુથી કાર્ય છે તો બીજી બાજુથી કારણ છે. બુદ્ધિ પ્રકૃતિનું, અહંકાર બુદ્ધિનું અને પંચ તન્માત્રા એ અહંકારનું કાર્ય છે. પાંચ મહાભૂતો અને અને અગિયાર ઇન્દ્રિયો એ ફક્ત કાર્ય જ છે. આ ઉપરથી તું સમજી શકશે કે ક્ષેત્રનું વાસ્તવિક સ્વરૂપ શું છે, તેના વિકારો ક્યા છે, એ કેવું છે. ઇચ્છા વગેરે વિકારો એમાંથી

પેદા થાય છે. આમ મેં તને ક્ષેત્ર કઈ ચીજ છે તે ટૂંકમાં બતાવ્યું.

હે અર્જુન! હવે હું તને ક્ષેત્રજ્ઞ કઈ વસ્તુ છે–તેનામાં કેવી અદ્ભુત શક્તિઓ છે તે કહીશ. પણ તે પહેલાં એ ક્ષેત્રજ્ઞનું જ્ઞાન કયા ઉપાયોથી મળે છે તે જણાવીશ. કેમકે એનાં જ્ઞાનનાં સાધનો જેની પાસે નહીં હશે તેને એનું જ્ઞાન થશે નહીં–થાય તો તે પોપટિયુ જ હશે. અનુભવ સ્વરૂપ જ્ઞાન આ સાધનોને જીવનમાં પચાવી નાંખવાથી આવે છે. આથી જેણે ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ અનુભવવું હોય, તેના પ્રભાવને જાણીને જીવનમાં તે છતો કરવો હોય, તેના ઉપર ઉપકાર કરવા હું તને શરૂઆતમાં તે જ્ઞાનનાં સાધનો કહું છું.

એ ક્ષેત્રજ્ઞને જાણવા સૌથી પહેલાં તો અમાનિતાની જરૂર છે. પ્રતિષ્ઠાને ખાતર પોતાનામાં પૂજ્યપણાનું અભિમાન રાખી હું સૌથી ઊંચો છું એવો જે ખોટો અને હાનિકારક ખ્યાલ તેને માનિતા કહે છે. તેનો અભાવ એટલે અમાનિતા. હે અર્જુન! ત્યાં સૌ સરખાં છે–કેમકે સૌમાં હું ઈશ્વર જ ભરપૂર છું–માં ઊંચો કોણ અને નીચો કોણ! ઊંચનીચનો એવો ભાવ રાખનારના જેવો આસુર્ય નો જોટો જડે એમ નથી. જે પોતાને ઊંચ માને છે અને બીજાને નીચ સમજે છે તેના જેવો નીચ તો દીવો લઈને શોધીએ તોય ન મળે! તેવો માણસ પ્રતિક્ષણ બીજામાં રહેલા મને–ઈશ્વરને ઘા કરે છે અને મને ઈશ્વરને ઘા કરનાર–મારું ખૂન કરનારનો દાવો કરેલો ઠરે! આથી જેણે આ ક્ષેત્રમાં રહેલા મને

જાણ્યો છે તેણે તો અમાની જેવું, માનદ થવું. આમ કરશે તે જનને સૌનો માન્ય થશે. બીજું તેવા પુરુષે દંભને ફગાવી દેવો. જેવા ન હોઈએ તેવા પોતાને બનાવવાનો પ્રયત્ન એટલે દંભ. લાભ, પૂજા કે કીર્તિ માટે માણસ વેષ, ભાષા, ક્રિયા કે ચાતુરી વગેરેનો આશ્રય લઈ પોતે જેવો નથી તેવો પોતાને જગત સમક્ષ રજૂ કરે છે તે દંભ છે. પોતે જેવો નથી તેવો પોતાની જાતને ચીતરે તોય તે તેવો થવાનો નથી—આ સત્યને તે ગૂંગળાવી નાંખવા મથે છે; પણ હે પ્રિય અર્જુન! સત્ય કદી ગૂંગળાતું નથી. સત્ય તો સાચું શાહુકાર છે. છેવટે એ નિર્દોષ ભાવે જાતને પ્રકટ કરી સમર્થિત કરે છે. આથી દંભ રાખવાની જરૂર નથી. કેમકે દંભ એ જૂઠ છે. જૂઠ ટકતું નથી, અને સત્ય હારતું નથી. આથી સત્ય જે માણસનો કુદરતી સ્વભાવ છે તેને ઢાંકી દેવાની ચેષ્ટા કરવી એ તો ભીંત ભૂલવા જેવું છે. આથી સમજુ માણસ દંભને ફગાવી દે, અને પોતે જેવો છે તેવો દરેક રીતે પોતાને સમજે અને રજૂ કરે. ત્રીજું સાધન અહિંસા છે. કોઈપણ પ્રાણીને મન, વાણી કે કાયાથી દુઃખી કરવાનો કોઈનો હક નથી; કેમકે સૌને જીવવાનો એક સરખો હક છે. આથી જેણે મને જાણ્યો છે તે તો સૌના ઉપર ચાહના રાખે. કોઈને દુઃખી ન કરે. કોઈને દુઃખી કરનાર જાતે સુખી થતો નથી. આથી અહિંસાનું પાલન એ તો નર્યો સ્વાર્થ જ છે. આ ઉપરાંત જેણે મને બધાં ક્ષેત્રમાં જોયો હોય તેણે ક્ષમાશીલ થવું એટલે કે સૌ પ્રાણીઓના અજ્ઞાનજન્ય અપરાધને પ્રસન્ન હૃદયે ગળી

જવાની વૃત્તિ કેળવવી. મારા તરફ જોઈને પણ તેણે તો ક્ષમા કેળવવી જોઈએ. હું ઇશ્વર દરેકના એટલા બધા અપરાધો રોજ માફ કરું છું કે જો તેની સજા કરવા જાઉં તો કોઈ જીવ જીવતો ન રહે! પણ મારું હૃદય જેમ મોટું છે તેમ મને જોવા-અનુભવવા નીકળનારનું પણ વિશાળ હોવું ઘટે. એમાં ખોવાનું કશું જ નથી. મેળવવાનું બધું જ છે. આથી ક્ષમા-પ્રેમની અનિવાર્ય પ્રસૃતિ હોવી ઘટે. તે ઉપરાંત તેવો સાધક મન, હૃદય, વાણી, કર્મમાં સરળ હોવો જોઇએ. વાકાપણાની જગતમાં જરૂર નથી આથી સાધકે તો સત્ય જેટલા સરળ અને નિષ્પક્ષ રહેવું ઘટે. તે ઉપરાંત ગુરુની સેવા કરવી ઘટે. તેના તરફ અતૂટ આદરભાવ રાખવો જોઇએ. જે શરીરના કેદખાનામાંથી છૂટવાનો ઉપાય બતાવે, તે કરુણાનિધાન ગુરુની પ્રેમમયી સેવા સિવાય, જીવનો ઉધ્ધાર, હું કેવી રીતે કરી શકું? વળી તેવો સાધક મેલો ન હોવો જોઇએ-દરેક રીતે તન, મન, વાણી, વ્યવહારમાં ચોક્ખો હોવો ઘટે. મેલાને તો નરકમાં પણ સ્થાન નથી. જે માણસ અંદને મેલ સંઘરે તેના જેવો દયાપાત્ર બીજો કોણ? ભલા! તિજોરીમાં તે માણસ સોના, રૂપા, હીરાના દાગીના મૂકે, કે બહારનો મેલ અને કચરો મૂકે? દિલની તિજોરીમાં તે ભગવાનને મૂકે કે દુનિયાનો મેલ મૂકે? આથી ચોક્ખાઇ એ તો માણસમાં કુદરતી હોવી ઘટે. એનો ઉપદેશ આપ પડે તે પણ માણસને શરમાવનારું હોવું જોઇએ। તેવો માણસ સ્થિર હોવો જોઇએ એટલે કે, વિઘ્નો આવે તોપણ ઉત્તમ કાર્યમાંથી તે ચળતો,

વિઘ્ન આવે તોપણ દેહનાશ ન જતા સત્કર્મમા નિષ્ઠાપૂર્વક મશગૂલ રહેવો જોઈએ વળી તે દરેક લેખાએની વાતોમા મનની પ્રવૃત્તિ વગરનો રહેવો જોઈએ, એટલે કે જેને લોકે અને શાસ્ત્રે નકાર્યા હોય એવા વિષયમાથી તે હમેશ માટે નિવૃત્ત થએલો હોય

વળી જે જ્ઞાનનો અનુભવ કરવા ઇચ્છતો હોય તેણે જે પદાર્થો પાસે છે તેમાં તૃષ્ણા ન રાખવી અહંકાર ન રાખવો જન્મ-મૃત્યુ-જરા-વ્યાધિ-દુખ અને દોષનુ તેણે સદા સર્વત્ર અનુસધાન કરવું અર્થાત્ આ બધી વસ્તુ પ્રાણીમાત્રને માટે સાધારણ છે માટે મને પણ મળી એનો અનુભવ થશે, આથી મારે ગભરાવાની જરૂર નથી કેમકે જે સૌને સરખુ છે તેમાથી હુ મારી જાતમાટે કેવી રીતે કરુ ? તેમાથી છટકુ કેવી રીતે ? છટકવા કરતા તો બહાદુરીથી તેનો સામનો કરવો એજ યોગ્ય છે. આથી મારા અનુભવ કરવાની ઇચ્છા રાખનારે જન્મમૃત્યુ વગેરેથી છૂટવાની ઇચ્છા ન રાખતા, જન્મેલા હોઇને એ બધું અપરિહાર્ય છે એમ સમજી, તેમને અનુકૂળ થઈ વિશ્વતત્રને અનુકૂળ થઇ સહાયરૂપ થવુ–તેમા વિરોધ પેદા ન કરવો–એ વિવેક છે

વળી પુત્ર, પત્ની, ઘર, ધન, ચાકર, વાડી વગેરેમા અતિ સ્નેહ ન રાખવો તેમનામા તન્મયતા ન રાખવી કેમકે એ તો ઘાસનુ તાપણુ છે, ખેરના લાકડાનુ તાપણુ નથી! બારે હડીમા ઘાસના તણખલાનુ તાપણુ ક્યા સુધી પે? થોડો વાર ચમકી, સહેજ હુફ આપી ન એ બિચારુ ઓલવાઇ જાય છે, એના કરતા તો

ખેરનાં લાકડાંના અગ્નિની માફક લાંબો કાળ ટકી ઉજાડે એવા મહાનલને શરણે જવું. જેણે સૂરજ અને ચાંદને આભની અટારીમાં સળગાવી મૂક્યા છે તેની ઓથે ભરાવું. તેની હુંફાળી ગરમીથી જીવનની જડતા ઓસરી જશે. વળી ગમતું ન ગમતું જે કંઈ આવી પડે તેમાં મનની દાંડીને સ્થિર રાખવી કેમકે અસ્થિર મન રાખવાથી કશો અર્થ સરતો નથી. જેને ગમો હરખાવી શકે, તેને અણગમો કરમાવી શકે. પણ જે એમ જાણે છે કે સાચો આનંદ તો મારામાં જ છે, તેને બહારના પદાર્થોના સંબંધથી પેદા થતા ગમા અણગમા ઉપર તટસ્થતા આવી જાય! તું એવો તટસ્થ થા!

વળી હે અર્જુન! તને ગુહ્ય વાત કહેવાઈ જાય છે. આ બધું અને હજુ તને જે કહેવા ઇચ્છું છું તે બધું જો તારે વિના મહેનતે મેળવવું હોય, તો મારા ઉપર તારી એકનિષ્ઠ ભક્તિ હો! સતીની જેમ પતિ ઉપર હોય તેવી ભક્તિ જો તું મારા ઉપર રાખશે તો આ બધું તને આપોઆપ આવી મળશે. પ્રેમને માટે કોઈ વસ્તુ દુર્લભ નથી. ખેર! મને જાણવો હોય, તો ભક્તિમાન થા. એકાન્ત દેશનું સેવન કરવાની તું ટેવ પાડ. પામર પ્રકૃતિના માણસોના સમુદાયમાં ભળવા તુ નારાજ હજે! હમેશા જાતને લગતું જે જ્ઞાન તેમાં તું નિષ્ઠા કેળવજે અને જગતના વિવિધ તત્ત્વોનાં યથાર્થ જ્ઞાન માટે તું શાસ્ત્રોનું અવલોકન કરજે. બસ. અમાનિતાથી માંડીને તાત્વિક જ્ઞાન માટે શાસ્ત્રાભ્યાસ સુધીની, ક્ષેત્રજ્ઞને જાણવા માટે, હૈયાંની પૂર્વભૂમિકા છે. એને હું જ્ઞાન કહું છું; આ સિવાયનું એનાથી ઉલટું જે છે તે અજ્ઞાન છે.

હે અર્જુન! જાગમાં કે કોઇનામાં પણ આ ભાવ સ્થિર થાય કે પેલો ઘટઘટમાં વસતો, હૃદયગુફામાં બેઠેલો, ઇન્દ્રિયોના વિષયવનમાં ખેલતો, તનને વિસરીને અજાયબિત આચરતો, ચેતનકેસરી દેખા દે છે. તેની મહામહિમાભરી અભય ગર્જના તે વેદો સંભળાય છે. તેનો અનિરુદ્ધ પ્રભાવ તે વેદો સમજાય છે. ઘટઘટની હૃદયકંદરામાં વિચરતા તે ચેતન કેસરીની તને હવે હું ઓળખ આપું છું. ભાઇ અર્જુન! તારી સમક્ષ હું ભક્તવત્સલ, પરાધીન છું. મને પ્રેમ બલાત્ તે બધું સ્પષ્ટ કરાવી દે છે. અભક્ત આગળ હું કંજૂસનો કંજૂસ છું; ભક્ત આગળ તો હું ઉદારનો ઉદાર છું. તો હે અર્જુન! લૂંટાય એટલું લૂંટ! આજે મેં–પરમાત્માએ–હૃદયની તિજોરી તને સોંપી દીધી છે. જો પેલા પરમહૃદય આકાશમાં સદા વિહાર કરતા ચેતન કેસરીની તને ઓળખ કરાવું છું. જેને એની ઓળખ થઇ તે અમર થઇ જાય છે. અમૃતભોગ ભોગવે છે.

તે ચેતન આત્માનું કોઇપણ કારણ નથી. તે પ્રકૃતિ એ નથી–પ્રકૃતિના બુદ્ધિ વગેરે વિકારોય નથી. તેનું સ્વરૂપ બૃહત્ છે. અપરિચ્છિન્ન છે., તે નિત્ય છે. પ્રકૃતિ વગેરેથી પર.છે. તે સદા હોનારું છે. અપરિણામી છે. આ છે તેનું સ્વરૂપ. હવે હું તેનો પ્રભાવ કહું છું.

" તે ક્ષેત્રજ્ઞના ચોમેર હાથપગ છે.' ચોમેર તેનાં નયનો, મસ્તકો અને મુખ છે. ચારે કોર તેના કાન છે. બધું ઘેરીને એ ઊભો છે; અર્થાત્ એ ક્ષેત્રજ્ઞ સ્વરૂપે અંદર–બહાર અને નિરંતર ભરપૂર છે. એ અંતર્યામિ છે અને

સર્વસ્વરૂપ હોઇને ઘટઘટમાં દેખાતાં હાથપગ વગેરે પણ એનાં જ છે. એ જ જુદી જુદી પ્રકૃતિના સંયોગે જુદો જુદો ભાસી રહ્યો છે.

વળી આ ક્ષેત્રજ્ઞને કોઇપણ ઇન્દ્રિયો નથી. સ્વરૂપે એ ઇન્દ્રિય વિનાનો છે; પણ ઇન્દ્રિયોની પોતપોતાના વિષયને પ્રકાશિત કરવાની જે શક્તિ છે, તે તેમને આ ક્ષેત્રજ્ઞ પાસેથી જ મળે છે. એ સૌનું ભરણપોષણ કરે છે છતાં એને ક્યાંય વળગણ નથી. એ સ્વરૂપે ગુણોથી અલિપ્ત છે; એટલે કે એને સત્ત્વ, રજ અને તમ નામના ત્રણ ગુણો અને તેનાં શરીર વગેરે કાર્યોનો સ્પર્શ પણ નથી અને છતાં તે તે બધાંનો એટલે કે પ્રકૃતિ અને તેનાં કાર્યોનો અનુભવ કર્તા છે. હે અર્જુન! તુ એને સોનીની એરણ જેવો જાણ. બધું એના ઉપર ટિપાય છે પણ એ ટિપાતો નથી. એ કૂટસ્થ છે. વળી પ્રાણીમાત્રની અંદર અને બહાર એ પરિપૂર્ણ છે એક આણુ પણ એના સિવાયનું નથી. એ જ સ્થાવર સ્વરૂપે છે; એ જ જંગમ સ્વરૂપે છે. ક્યાંક સ્થાવર તો ક્યાંક જંગમરૂપે વિસ્તરેલો આ ક્ષેત્રજ્ઞ અતિ સૂક્ષ્મ છે. એ સૂક્ષ્મ છે તેથી પકડાતો નથી. એ નથી માટે પકડાતો નથી એમ નથી; પણ એ છે અને બહુ જ બારીક હોઇને આપણી પાસે જે સાધનો છે તે એને પકડવાની યોગ્યતા ધરાવતાં નથી અને આથી તે પકડાતો નથી. જે મેલા હૃદયના છે તેને માટે આ ક્ષેત્રજ્ઞ ખૂબ આઘો છે. જે ચોખ્ખાં હૈયાંના છે તેને માટે એ તેમની જાત કરતાં પણ વધારે નજીક છે; એટલે કે ચોખ્ખાં હૃદયમાં એ જણાય છે, મેલાંમાં એ

જણાતો નથી. એ પ્રાણીમાત્રમાં એકરસ અખંડ સ્વરૂપે વ્યાપક છે પણ જાણે બધાંમાં જુદો જુદો હોય એમ દેખાય છે. આ જાણવાયોગ્ય ક્ષેત્રજ્ઞ પ્રાણીમાત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ છે. એ જ્યોતિઓની પણ જ્યોતિ છે એટલે કે એ ચૈતન્યરૂપી પ્રકાશ હોઈને સૂરજ ચાંદ વગેરેની જ્યોતિથી એની જ્યોતિ પર છે. એ અંધ-કારથી પર છે અર્થાત્ ચેતનસ્વરૂપ હોઈને જડ પ્રકૃતિથી અળગો છે. ટૂંકમાં હે અર્જુન! અમાનિત્વ વગેરે જ્ઞાન, એ જ્ઞાનથી જાણવાયોગ્ય જે આત્મા અને આત્માને જાણવાથી મળતું ફળરૂપ જે મોક્ષ–એ ત્રણેય વસ્તુ સૌનાં હૃદયમાં વસે છે. જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનફળ મેળવવા બહાર ભટકવાની જરૂર નથી. કસ્તૂરી પોતાની ડૂંટીમાં જ છે એ જાણતો મૃગ જંગલે જંગલે શાને ભમે?

હે અર્જુન! આમ મે તને જ્ઞાન, જ્ઞેય અને ક્ષેત્ર વિષે ટૂંકમાં કહ્યું. આ જાણવાથી જાણકાર મારા ભાવને–સ્વરૂપને પામે છે પણ એકલો જાણકાર નહીં પામે. જાણકાર ઉપરાંત જે મારા ભક્ત છે તે જ મારા સ્વરૂપને પામે છે.

હે અર્જુન! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ કહો કે પ્રકૃતિ અને પુરુષ કહો, નામમાં તેટલો ફેર છે; અર્થનો ફેર નથી. આ પ્રકૃતિ અને પુરુષ એ બન્ને મારી શક્તિ છે. આથી મારી માફક એ બંને પણ અનાદિ છે; પણ બંનેમાં મેં ફેર એ રાખેલો છે કે પુરુષ–ક્ષેત્રજ્ઞ નામની મારી જે શક્તિ છે તેમાં પરિણામ થતું નથી. તે સદા એકરસ રહે છે. તેમાં સત્તા અને ચૈતન્ય એમ બે રીતે હું રહેલ છું.

જ્યારે પ્રકૃતિને મેં પરિણામી કરેલી છે. તે જડ છે, એકરસ નથી. તેમાં ફક્ત મારી સત્તા જ પ્રકટ દેખાય છે. આ દુનિયામાં દેખાતા પદાર્થો અને ગુણો પ્રકૃતિમાંથી પ્રકટે છે; એટલે કે કાર્યકારણ ભાવે પ્રકૃતિને મેં પ્રવર્તાવી છે અને તે પ્રકૃતિનો ઉપભોગ–સુખદુઃખનો અનુભવ મેં ક્ષેત્રજ્ઞને સુપરત કર્યો છે. અર્થાત્ પ્રકૃતિ ભોગ્ય છે; પુરુષ ભોક્તા છે એમ જાણજે. જે જીવ પોતાનું મૂળ સ્વરૂપ વિસરીને પ્રકૃતિ જ મારું સ્વરૂપ છે એમ માની પ્રકૃતિને વળગીને વર્તે છે, અને પ્રકૃતિને ભોગવે છે તે સારી નરસી યોનિઓમાં વારંવાર જન્મે છે. આ ગુણોમાં આસક્તિ પુરુષના જન્મમરણનું કારણ છે. જે ગુણોમાં આસક્તિ વગરનો છે તેને જન્મમરણનું કારણ રહેતું નથી અને આથી જે પુરુષ પૂર્વનાં કર્મને લઈને આ દેહ પામ્યો છે પણ જ્ઞાનનાં બળે જેણે સંચિત અને ક્રિયમાણ કર્મોને વાંઝિયાં બનાવ્યાં છે અને પ્રારબ્ધ કર્મને જે વિના રાગદ્વેષે ભોગવી રહ્યો છે તે પુરુષ દેહમાં રહ્યો છતાં દેહથી પર છે. તે કર્મમાત્રનો કેવળ સાક્ષી જ રહે છે. તે જ પરમાત્મારૂપે પ્રકટ થાય છે. જે માણસ આમ પ્રકૃતિ અને પુરુષને જાણે છે તે દરેક રીતે કર્મમાં વર્તતો છતાં જન્મ પામતો નથી, કેમકે તેણે જન્મની જડને ડામી દીધી છે.

ધ્યાન, જ્ઞાન અને નિષ્કામ કર્મયોગ આ આત્માનાં આવાં જ્ઞાન માટે સાધનરૂપ છે. આ ઉપરાંત જેને ધ્યાન, જ્ઞાન કે નિષ્કામ કર્મયોગને લગતી સમજ નથી એવા પુરુષો પણ જો યોગ્ય વ્યક્તિ પાસેથી આત્માને લગતું

માર્યું શ્રવણ કરે, તેમાં શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તે તો તેઓ પણ આતમના મેલ વિનાના થાય છે; તેઓ મોતને ઓળંગી જાય છે।

હે અર્જુન! જે મોતને ઓળંગી જાય છે તેવા ધન્ય પુરુષની સમજ કેવી હોય છે તે હું તને સમજાવું. તેવો માણસ સમજે છે કે સ્થાવર કે જંગમ વસ્તુમાત્રની ઉત્પત્તિ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના અજ્ઞાનજન્ય સંયોગથી થાય છે. તું પણ તેમ જાણ. તેવો માણસ નાશવંત પ્રાણીઓમાં અવિનાશી ઈશ્વરને સદા ઊભેલા જુએ છે; અને અર્જુન! તે જ માણસ સાચું જુએ છે। વિનાશીમાં અવિનાશીને નિહાળવો એ જ બુદ્ધિનું ફળ છે; અને જે દેહમાત્રમાં રહેલા સમરસ ઈશ્વરને સાક્ષાત્ જુએ છે તે જાતે જાતની હિંસા કરતો નથી. કેમકે સર્વત્ર તેની જાત જ વ્યાપેલી છે એવો તેને અનુભવ થાય છે. આ અનુભવથી તે પરમગતિને પામે છે. તેવો માણસ કર્મોના ઉપર પોતાના અહં–મમની છાપ મારતો નથી. પ્રકૃતિ કર્તાભોક્તા છે, હું આત્મકર્તાય નથી અને ભોક્તા પણ નથી એવી તેને પ્રતીતિ થાય છે. આવો માણસ પ્રાણીમાત્રની પૃથક્ હસ્તીને પરમાત્માની હસ્તીમાં ઓતપ્રોત જુએ છે; એટલે કે પરમાત્માની હસ્તી જ જુદાં જુદાં પ્રાણીઓ રૂપે વિલસી રહી છે એમ સમજે છે. પરમાત્મામાંથી જ આ બધો વિસ્તાર છે એમ તેને જાત અનુભવ થાય છે. આ અનુભવથી તેને જીવનાં જીવંત બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે [illegible] કે પોતે પરમ બૃહત્ છે એમ તેને સમજાય છે. [illegible] ઉદારતા અને મહિમાનો પાર નથી એમ

તેને સમજાય છે. જ્યારે બ્રહ્મભાવની પ્રાપ્તિ થય છે ત્યારે સમજાય છે કે હૃદયમાં રહેલો પરમાત્મા અવિનાશી છે અને તે જ મારુ સ્વરૂપ છે; કેમકે આ પરમાત્મા અનાદિ છે અને ગુણના સબંધથી રહિત છે. આ અનાદિ અને નિર્ગુણ હોવાથી જીવાત્મારૂપે સમજાતો મારો પરમાત્મા શરીરમાં રહ્યો છતાં કાંઈ કરતો નથી અને આથી જ તે લેપાતો નથી. જે એમ સમજે છે કે હુ મરુ છુ તે ખરેડાય છે. આકાશ જેમ સર્વવ્યાપી અને બારીક છે તેમ આત્મા સર્વવ્યાપી અને સૂક્ષ્મતમ છે જેમ આકાશ બધે રહેલું હોવા છતાં ક્યાંયે લેપાતું નથી તેમ ઘટઘટમા રહેલો સૂક્ષ્મ આત્મા તે તે દેહના ગુણે, કે કર્મે, કે ધર્મે લેપાતો નથી. વળી તેવાને તો એ સમજાય છે કે આ આત્મા ચેતન સ્વરૂપ છે એક સૂર્ય જેમ સમસ્ત જગતને પ્રકાશિત કરે છે અને છતાં જગતના ધર્મોથી તે અલિપ્ત રહે છે તેમ એક આત્મા ઘટઘટને સર્વ રીતે પ્રકાશિત કરે છે છતાં ઘટઘટના ધર્મોથી તે લેપાતા નથી. બસ. હે અર્જુન! ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞના આ ભેદને સમજની નજરે જાણતો રહ્યો. પ્રાણીનો પ્રકૃતિમાંથી મોક્ષ કેવી રીતે થાય છે તે સમજની આંખે જોવું રહ્યું. જે આમ જુએ છે તે મુક્ત થાય છે. સમજની કિંમત છે; અનુભવની કિંમત છે; દૃષ્ટિની કિંમત છે! આવું જાણી, સમજી, અનુભવી તું પણ મુક્ત થા. સદેહે મુક્તપણાનો ઉલ્લાસ અનુભવ!

॥ इति क्षेत्रक्षेत्रज्ञयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

જન્મશે નહીં. તે મરતો છતાં ગભરાશે નહીં. એટલે કે જન્મ અને મરણ તેને કાયર નહીં બનાવે. આથી હું જે કહું તે અર્જુન! તું ધ્યાનપૂર્વક સાંભળ.

હે અર્જુન! તને લૌકિક ભાષામાં સમજાવું. મહાન પ્રકૃતિ એ મારી પત્ની છે. હું તો તેનો પતિ છું, પતિ જેમ પત્નીમાં, તેમ હું મારી પત્ની જેવી પ્રકૃતિમાં ગર્ભાધાન કરુ છુ અને આથી–મારાં ગર્ભાધાનથી પ્રાણીમાત્ર જન્મે છે. પણ હે અર્જુન! લૌકિક દાંપત્ય વ્યવહાર અને અમારા દાંપત્ય વ્યવહારમાં એક મોટો તફાવત છે. લૌકિક દંપતી ગ્રામ્યધર્મથી પ્રજા ઉપજાવે છે. અમારું એમ નથી. મારી પ્રકૃતિમાં હુ મારું સંકલ્પરૂપી વીર્ય મૂકુ છું. મારા સંકલ્પથી–સૃષ્ટિને ઉપજાવવાની મારી ઇચ્છામાત્રથી– પ્રકૃતિ સચરાચર જગતને મારી ઇચ્છાનુસાર આકાર આપે છે. આથી યદ્યપિ પ્રાણી પ્રાણીએ યુગલધર્મથી જ ઉત્પત્તિ દેખાય છે પણ તે ઉત્પત્તિની પાછળ મારો સકલ્પ છે. તે તે પ્રાણીનાં હૃદયમાં રહેલો હું તે તે પ્રાણીને સૃષ્ટિ-કર્મમાં પ્રેરું છું. આથી તમામ યોનિઓમાં જે વિવિધ આકૃતિઓ પેદા થાય છે તેની મૂળ માતા પ્રકૃતિ છે. મૂળ પિતા હું છું. આ તુ સમજપૂર્વક સ્વીકારશે એટલે તને લાગશે કે આ આખું વિશ્વ એ મારું કુટુંબ છે. પ્રાણીમાત્ર. તારે માટે ભાઈભાંડું છે.

મારી પ્રકૃતિરૂપી પત્નીના ત્રણ ગુણ છે. માતા જેમ પોતાના પુત્રને સ્નેહપાશમાં હમેશાં બાંધી રાખે છે અગર તો બાંધી રાખવા ઇચ્છે છે તેમ મારી પ્રકૃતિરૂપી પત્ની– જગજ્જનની પ્રકૃતિ પોતાના ત્રણ ગુણવડે જીવરૂપી વત્સોને

હમેશાં ખોળામાં રાખવા ઇચ્છે છે અગર તો મથે છે. એ જગજ્જનની પ્રકૃતિ એમ નથી ઇચ્છતી કે, તેનાં છારૂપી બાળકો મને જગત્પિતાને જુએ; કેમકે તેને ખબર છે કે જો કોઈ બાળક મારાં દર્શન પામી જશે તો તે બાળક તેના પાશમાંથી હમેશને માટે છટકી જશે. અર્જુન! મારી પ્રકૃતિરૂપી પત્ની સાથે મારે આ શરત થએલી છે કે, જો કોઈ જીવ-બાળક પ્રકૃતિના ખોળામાં બેસે તેને હું મારા ખોળામાં ન બેસાડું. જો કોઈ મારા ખોળામાં બેસે તેને પ્રકૃતિએ પોતાના ખોળામાં ન બેસાડવો. આથી પ્રકૃતિ કોઈપણ જીવ-બાળક પોતાના ખોળામાંથી નાસી ન છૂટે એ માટે મથે છે; ઠેઠ સુધીના પ્રયત્ન કરે છે. મારા ખોળામાં જીવ-બાળકને બેસાડવાની મને ખાસ ઉતાવળ નથી. તે જ્યારે મારો ખોળો શોધતો આવે ત્યારે તેને હું મારા ખોળામાં રહેવા મદદ કરું છું અને એક વખત તેણે મારો ખોળો ખુંદ્યો કે પછી તેને ફરી હું તેની માતા પાસે મોકલતો નથી! અતિ ચતુર છતાં માતા જ તેનાં બાળકને પોતાના પાશમાંથી બલાત્ છૂટી ગએલો જોઈને શરમાઈ અમારા સામું જોઈ શકતી નથી. હારેલી પત્ની તરફ હું અને હારેલી માતા તરફ મારો પેસો બાળક-અમે બંને હસીએ છીએ. ત્યારબાદ અમારે મોંડવાળ થઈ જાય છે. મારા પ્રેમને પામી ચૂકેલા તે બાળકને પ્રકૃતિરૂપી તેની માતા પણ સદા અનુકૂળ થઈ જાય છે. આ છે હે અર્જુન! રહસ્ય વાત! તારી આગળ મારાથી એ કહેવાઈ ગઈ! ખેર! તું પણ મારા પ્રેમનો અધિકારી થઈ ચૂક્યો છે.

હવે હું તને આ પ્રકૃતિ જીવને કેવી રીતે બાંધે છે તે કહું. આ પ્રકૃતિ સત્ત્વ, રજ અને તમ નામના ત્રણ ગુણોથી અવિનાશી જીવને દેહમાં બાંધી રાખે છે. આ ત્રણ ગુણો પૈકી સત્ત્વગુણ નિર્મલ છે, ચોકખો છે. આથી એનામાં પ્રકાશ છે અને નીરોગિતા છે. આ સત્ત્વગુણ જીવને દેહમાં સુખ અને જ્ઞાનની આસક્તિવડે બાંધે છે. રાગ એ રજોગુણનું સ્વરૂપ છે. એમાંથી તૃષ્ણા અને આસક્તિ પેદા થાય છે. તે જીવને કર્મોમાં આસક્તિ દ્વારા બાંધે છે અને જે તમોગુણ છે તે અજ્ઞાનનુ કારણ છે. તે જીવમાત્રને મૂર્છિત કરે છે પ્રમાદ, આળસ ને નિદ્રાથી સૌને બાંધે છે. સત્ત્વ સુખમાં, રજ કર્મમાં અને તમોગુણ જ્ઞાનને ઘેરીને પ્રમાદમાં જીવને લગાડે છે. આ ત્રણ ગુણો પૈકી ગમે તે એક બીજા બેને દબાવીને ઉપર આવે છે અને પોતાનુ કાર્ય કરે છે. તે પૈકી જ્યારે સત્ત્વગુણ ઉપર આવે છે ત્યારે શરીરની બધી ઇન્દ્રિઓમાં પ્રકાશ પ્રકાશ ફેલાઈ રહે છે. આ પ્રકાશ તે જ્ઞાનરૂપી પ્રકાશ છે. એ પ્રકાશ જ્યારે વધે ત્યારે જાણવું કે સત્ત્વગુણનો ઊભરો આવ્યો છે. તે જ પ્રમાણે રજોગુણનો ઊભરો જ્યારે આવે છે ત્યારે લોભ, પ્રવૃત્તિ, સ્વાર્થી કર્મો કરવાની તમન્ના અને અશાન્તિ પેદા થઈ જાય છે; અને જ્યારે તમોગુણનું સામ્રાજ્ય વ્યાપે છે ત્યારે માણસને કશું સૂઝતું નથી; કંઈ કરવું ગમતું નથી. તેને પ્રમાદ વહાલો લાગે છે. તેની સમજ તે વખતે મૂર્છિત થઈ જાય છે.

અને આ ત્રણ ગુણ પૈકી જેની જીવન પ્રવૃત્તિ હોય તે ગુણ તે જીવને ભાવિમાં ઊં

જન્મ આપાવે છે. સત્ત્વની વૃદ્ધિવાળો ઉત્તમ લોકને પામે, રજની વૃદ્ધિવાળો મધ્યમ ગતિને પામે અને તમોગુણનો સંચય કરનાર મૂઢ યોનિને પામે છે. આ ત્રણ ગુણ પૈકી જે ગુણનો જે કર્મને જેવો પુટ લાગે તેવું તે કર્મ થઈને ઊભું રહે છે. સત્ત્વગુણનો જે કર્મને પુટ લાગે તે કર્મનું ફળ સાત્ત્વિક અને નિર્મળ હોય; રજનું ફલ દુઃખ છે; તમનું ફળ અજ્ઞાન છે. સત્ત્વનું જ્ઞાન, રજનું લોભ, અને તમોગુણનાં પ્રમાદ, મોહ અને અજ્ઞાન-એટલાં ફરજંદ છે. આ ત્રણ ગુણો, ઉપર કહ્યું તેમ, પ્રાણિ ઉત્તમ, મધ્યમ કે અધમ ગતિના નિયામક થાય છે.

હે અર્જુન! ગુણથી બંધન કેવી રીતે થાય તે મેં તને સમજાવ્યું. હવે તેમાંથી મુક્તિ કેવી રીતે થાય તે પણ સાંભળી લે. જ્યારે વિવેકી જીવ, કર્તા આ ત્રણ ગુણો જ છે, તેમના સિવાય બીજો કોઈ કર્તા અને આથી જ ભોક્તા નથી એમ સમજે છે ત્યારે તે ગુણમાંથી છૂટે છે; એટલે કે જ્યારે તે પોતાને ત્રણ ગુણોથી પર અનુભવે છે ત્યારે તે મારા સ્વરૂપને પામે છે; એટલે કે પોતાની બ્રહ્માત્મતાનો અનુભવ કરે છે અને જ્યારે તે પોતાના સ્વરૂપનો યથાર્થ અનુભવ કરે છે ત્યારે તે આ ત્રણ ગુણોને તરી જાય છે. દેહબંધમાં તેવા પાછા પડતા નથી અને આથી જ જન્મ, મૃત્યુ, જરા, દુઃખ વગેરેમાંથી સદાના છૂટે છે, છૂટે છે, એટલું જ નહીં, તેઓ અમૃત સ્વરૂપનો નિરંતર ઉપભોગ કરે છે.

આમ, જ્યારે ભગવાને જીવ ગુણને તરી જાય છે એમ કહ્યું ત્યારે હે રાજન્! અર્જુનની જિજ્ઞાસા વધી.

તેણે ગુણને તરી ગએલાનું લક્ષણ, તેનો આચાર, ગુણને તરી જવાનો ઉપાય વગેરે જાણવા ઇચ્છયું અને ભગવાનને પૂછ્યું કે હે પ્રભો! આ ત્રણ ગુણને તરી ગએલાને ઓળખવો કેવી રીતે? તેનું આચરણ કેવું હોય? ત્રણ ગુણને એ કેવી રીતે તરી શકે? કૃપા કરીને આ બધું કહો! મને પણ ત્રણ ગુણના બંધનથી પર થવાની ઈચ્છા જાગી છે.

અર્જુનના પ્રશ્નની સાથે જ ભગવાનની વાણીનો પવિત્ર પ્રવાહ વહેવા લાગ્યો તેઓ કહેવા લાગ્યા કે, હે અર્જુન! ત્રણ ગુણોને જે તરી જાય છે તેના ગમદ્વેષ ટળી જાય છે. ત્રણ ગુણની પ્રવૃત્તિ કે નિવૃત્તિમાં તેને પોતાને તટસ્થતા હોય છે. વળી, તેવા પુરુષને ત્રણ ગુણો હલાવી શકતા નથી. તે ત્રણ ગુણોમાં ઉદાસીનની માફક રહેલો હોય છે. તે તો જાણે છે કે આ ત્રણ ગુણો જ કાર્યકારણ ભાવે વર્તી રહ્યા છે એ ત્રણની પ્રવૃત્તિ કે નિવૃત્તિમાં મારે કશી લેવાદેવા જ નથી. આથી તે નિશ્ચલ રહે છે; ત્રણ ગુણના ક્ષોભે તે ક્ષુબ્ધ થતો નથી. એટલે કે તે સુખદુઃખમાં સમાન રહે છે, સ્વસ્થ રહે છે. જગતના પદાર્થમાત્રમાં તેને વ્યવહારિક ઉપયોગિતાની જ કિંમત જણાય છે. તે વસ્તુતઃ નિઃસ્પૃહ થાય છે. તેને અમુક વહાલું અને અમુક અકારું એવી ખાસ વેદના નથી થતી. તે સુદૃઢ મનવાળો થાય છે. નિંદા અને સ્તુતિમાં તે સમાન રહે છે. માન, અપમાન, દોસ્ત અને દુશ્મનમાં તે સમાન હૃદયભાવ રાખે છે. તેનાથી સ્વાર્થી કર્મો થતાં નથી. આવો પુરુષ ત્રણ ગુણને ઓળંગેલો હોય છે.

વળી, હે અર્જુન! જે માણસ મને અવ્યભિચારી ભક્તિથી ભજે છે, તે આ ત્રણ ગુણોને તરી જાય છે; એટલે કે મારા તરફની દૃઢ નિષ્કામ ભક્તિ ત્રિગુણાતીત થવાને માટે એક માત્ર ઉપાય છે; બીજાં બધાં ફાંફાં છે. ભક્તિશીલ માણસ ત્રણ ગુણોને વટાવે છે અને પોતાની બ્રહ્મભાવનો અનુભવ કરે છે. કેમકે હે અર્જુન! હું જ અવ્યય અને અમૃત પરમાત્મા છું. અક્ષય ઐકાંતિક સુખની અને સનાતન કર્મયોગની પ્રતિષ્ઠા હું જ છું. આથી મને ભજનાર ગુણત્રયથી છૂટે છે. આથી જો તને તેનાથી છૂટવાની ઇચ્છા હોય, તો મને જ ભજ. મારો સંયોગ એટલે પ્રકૃતિનો વિયોગ છે. આથી મને પુરુષોત્તમને સર્વભાવે ભજ.

॥ इति गुणत्रय विभागयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



## અધ્યાય ૧૫ મો

હે રાજન્! ચૌદમા અધ્યાયમાં ભગવાને કહ્યું કે તારે જો ત્રણ ગુણની પાર જવું હોય તો એકનિષ્ઠાથી મને ભજ. પણ ભક્તિ શક્ય ક્યારે થાય? જો ભગવાનના તાત્ત્વિક સ્વરૂપની ભક્તને ઓળખ થાય તો જ એ બને આથી અર્જુનના મનોભાવને પહેલેથી જ માપી લઈને, ભગવાન હવે રહસ્ય ઉપર રહસ્ય ઉકેલતા જાય છે પુરુષોત્તમનો યોગ એ સૌ યોગનું એકમાત્ર ફળ છે આથી પુરુષોત્તમનું તાત્ત્વિક સ્વરૂપ દર્શાવવા હવે ભગવાન કહી રહ્યા છે કે હે અર્જુન! મારું સાચું સ્વરૂપ સંસારના પડદાથી ઢંકાઈ રહેલું છે. માટે મને શોધવા ઇચ્છનારે પહેલાં સંસારનું વાસ્તવિક રૂપ જોઈ લેવું હે અર્જુન! એક દૃષ્ટાન્તદ્વારા હું તને આ સંસારની વિચિત્રતા બતાવું.

આ સંસારને એક મહાન વડ જાણ. પણ દુન્યવી વડ કરતાં આ સંસાર-વડ બધી રીતે વિલક્ષણ છે. આ સંસારરૂપી વડનું મૂળ ઊંચે છે એનાં ડાળાં નીચે છે. એ રોજરોજ બદલાય છે અને છતાં હમેશાં ઊભો રહે છે. વેદ એનાં પાંદડાં છે, જે આ સંસારરૂપી વડને જાણે તે વેદનો જાણકાર ગણાય.

બીજી રીતે કહીએ તો પરમાત્મા આ સંસારરૂપી વડલાનું મૂળ છે. તે પરમાત્મા સૌથી ઉપર છે. પ્રકૃતિ, મહત્, અહંકાર તન્માત્રા વગેરે નીચેર પ્રસરેલી એની શાખાઓ છે. આજે એ જેવો છે તેવો જ કાલે રહેશે એની ખાત્રી ન હોવાથી એ પ્રતિક્ષણ બદલાય છે. છતાં કોઈ ને કોઈ રૂપે એ ચાલુ રહેતો હોવાથી આ સંસાર અવ્યય છે યજ્ઞ, તપ, દાન વગેરે કર્મોથી આ સંસાર ખીલે છે અને આથી જ પાંદડાંથી જેમ ઝાડ, તેમ આ કર્મોથી સંસાર શોભતો હોઈને, વેદ ને તેના પાંદડાં તરીકે મેં વર્ણવ્યા છે. હે અર્જુન! આ રીતે જે આને જાણે છે તે વેદનો જાણકાર છે. કેમકે વેદનું બધું વર્ણન આટલામાં પૂરું થાય છે. વળી આ સંસારરૂપી વડની ડાળીઓ ઉપર અને નીચે પ્રસરેલી છે. તે બધી ડાળીઓ મહત્ વગેરે ત્રણ ગુણોથી પુષ્ટ થયેલી છે. દુનિયાના ભોગ્ય પદાર્થો એની કુંપળરૂપ છે. અવિદ્યા વગેરે ક્લેશો, શુભ અશુભ કર્મો તથા સુખદુઃખ વગેરે વિપાકો—આ બધાં એની વડવાઈની જગ્યાએ છે. આ વડવાઈઓ જીવને બાંધી રાખે છે. હે અર્જુન! મેં આ વર્ણવ્યું તે રીતે સંસારનું રૂપ બહારની જાણમાં આવતું નથી. આ સંસાર ક્યારે શરૂ થયો, ક્યાં વર્તી રહ્યો છે, ક્યારે એનો છેડો આવશે એ કોઈને ખબર નથી. પણ ડાહ્યો માણસ તો વસ્તુસ્થિતિને સમજી લે. આ સંસારની અટપટી આંટીઘૂંટીને ઉકેલવાની તે ચિંતા ન કરે. તે તો એટલું જ જાણે છે કે આ સંસારનું ઝાડ મારા હૃદયમાં ફૂટી નીકળ્યું છે. —તેને મારે કાપી નાંખવું રહ્યું. તે ક્યારે ઊગ્યું, કેવી રીતે [illegible]

પદાર્થો પ્રત્યક્ષ દેખાય છે—તેને ક્ષર પુરુષ કહેવામાં આવે છે. આ પદાર્થોની પાછળ તેના કારણરૂપે જે પ્રકૃતિ રહેલી છે તેને અક્ષર પુરુષ કહેવામાં આવે છે, કેમકે તેનાં પરિણામો થયા કરે છે પણ તે કદી નાશ પામતી નથી; પણ આ ક્ષર અને અક્ષર પુરુષો કરતાં સ્વરૂપે, ગુણે અને ધર્મે ઉત્તમ એવો જે પરમાત્મા છે—જે પરિપૂર્ણ પુરુષ છે—તે તો પાણીમાં દૂધની પેઠે અગર તો છાસમાં માખણ કે ઘીની પેઠે આ સૃષ્ટિમાં અણુઅણુમાં વ્યાપીને તેનું ધારણ પોષણ કરે છે. ક્ષર અને અક્ષર તેને આશ્રયે છે. આ દૃષ્ટિએ ક્ષર અને અક્ષર બન્નેથી હું ઉત્તમ છું. આથી વેદમાં અને વ્યવહાર લોકોમાં મને પુરુષોત્તમ તરીકે પ્રસિદ્ધિ મળેલી છે.

આ કેવળ પ્રસિદ્ધિ જ નથી, પરમ સત્ય છે. હે પ્રિય અર્જુન! જે કોઈ ભાગ્યશાળી પુરુષ જાગૃત થઈને મને પુરુષોત્તમ તરીકે જાણે છે તે જ સર્વજ્ઞ છે. મને સર્વરૂપે રહેલો જાણતો હોઈને તેવો વિરલ પુરુષ મને સર્વભાવે ભજે છે. મારી સેવા એ એનો જીવનમંત્ર થઈ જાય છે. હે પાર્થ! મેં તને આ ગુહ્યતમ શાસ્ત્ર સંભળાવ્યું છે. આ સાવધાનીથી સાંભળનાં જ તું નિષ્પાપ થયો સમજ. આ શાસ્ત્રનાં જ્ઞાનનું ફળ તને સમજાયું હશે. હું જ કહી દઉં કે આ પુરુષોત્તમ યોગને જાણવાથી માણસ સાચા અર્થમાં બુદ્ધિશાળી થાય છે, અને જાણીને કર્તવ્યભૂમિકા ઉપર એ જાણેલું આચરવાથી કૃતકૃત્ય થાય છે. તું કૃતાર્થ થાય એવો મારો આશીર્વાદ છે.

॥ इति पुरुषोत्तमयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥



## અધ્યાય ૧૬ મો

આગલા અધ્યાયમાં એમ કહ્યું કે, જે ભગવાનને જાણે તે તેને સર્વભાવે ભજે તો ભગવાનને જાણે કોણ? દુનિયામાં બે પ્રકારના મનુષ્યો જણાય છે એક દૈવી સ્વભાવવાળા, બીજા આસુરી સ્વભાવવાળા. આ પૈકી દૈવી સ્વભાવવાળા મનુષ્યો જ ભગવાનને ભજી શકે છે, બીજા નહી તો દૈવી સ્વભાવવાળા કોને કહેવા અને આસુરી સ્વભાવવાળા કોને કહેવા એનો નિર્ણય આપવો જોઈએ આથી કરુણામય ભગવાન પહેલાં દૈવી સ્વભાવવાળાઓમાં કેવી શુભ વૃત્તિઓ હોય છે તેનો ઉલ્લેખ કરતા કહે છે કે હે અર્જુન! નિર્ભયતા, હૃદયની પવિત્રતા, જ્ઞાન અને કર્મયોગ નિષ્ઠા, દાન, સંયમ, નિઃસ્વાર્થતા, સ્વાધ્યાય, તિતિક્ષા, સરળતા, અહિંસા, સત્ય, ક્રોધનો અભાવ, ફલત્યાગની વૃત્તિ, મનશાન્તિ, ચાડી ખાવાની ટેવનો અભાવ, સૌના ઉપર દયા, લોલુપતાનો અભાવ, કોમળતા, લાજ, ખોટી ચેષ્ટાનો અભાવ, આતરું ઓજસ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, વિશ્વાસઘાતનો અભાવ, અને પોતાને માની હોઈ બેમાડવાની વૃત્તિનો અભાવ—આ અને આવી મગળવૃત્તિ જેનામાં હોય તેને દૈવી પ્રકૃતિવાળો જાણવો આવી વૃત્તિવાળાનું ભાવિમાં કલ્યાણ જ થાય છે.

આથી ઉલટું, જેનામાં દંભ, અજ્ઞાન, અભિમાનીપણું, ક્રોધ, કઠોરતા અને ઊંધી સમજ હોય છે તેને આસુરી પ્રકૃતિવાળો જાણવો. તેનું ભાવિમાં કે ક્યારે પણ કલ્યાણ થતું નથી. કેમકે હે અર્જુન! મારી સૃષ્ટિનો એ અાંતર નિયમ છે કે દૈવી સંપત્તિ-અને મુક્તિ આપે છે અને આસુરી સંપત્તિ છેવટે બંધન આપે છે. આ અચળ નિયમાનુસાર હું તને કહું છું કે જેણે બંધન પામવું હોય તે અસુર થાય, મુક્ત થવું હોય તે દેવ થાય. આ દૈવી દેવનું વર્ણન તો મેં તને અત્યાર સુધી અનેક રૈકાણે અનેક રીતે કર્યું છે. હવે તને આસુરી વર્ણન પણ સાથે સાથે સમજાવી દઉં. આનું કારણ એટલું જ કે આસુરી વર્ણન અને તેનું ફળ જો કોઈ જાણે તો અસુર થવા ઉત્સુક નહીં થાય!

હે પ્રિય અર્જુન! જે દૈત્ય છે તેને કોઈ શિંગડાં નથી ઊગતાં, પૂછડું પણ નથી ફૂટતું. તેવાઓનું વર્ણન જ જણાવી દે છે કે આ દૈત્ય છે. જેઓ દૈત્ય જેવા છે તેમને પ્રવૃત્તિ ક્યાં કરવી અને ક્યાંથી નિવૃત્તિ લેવી એ સૂઝતું જ નથી એવા લોકો જે ન કરવું જોઈએ તે જ કરે છે અને જે કરવું જોઈએ તે જ રહેવા દે છે. તે ઉપરાંત તેમનામાં પવિત્રતાને નામે મીંડું હોય છે, તેમને શિષ્ટાચાર અડકતો જ નથી. તેઓ સાચું બોલતા નથી, તેમ કરતા પણ નથી. અરે! સાચું વિચારતા પણ નથી. સત્યની સાથે તેમને આદિ વેર હોય છે. આ જગતને લગતી તેમની સમજ પણ હું તને કહું. તેઓ એમ માને છે કે આ જગતનું ઈશ્વર જેવું કોઈ કારણ નથી.

એ ઇશ્વિર જેવા કોઇ આધાર વગરનું જ છે અને , આ જગતનું આતર્ નિયમન કરનાર પણ કોઈ નથી ! ગ્રામ્ય ધર્મથી એ પેદા થઇ ગએનું છે એઓ એમ સમજે છે કે, નરમાદાની કામના એ જ જગતની ઉત્પત્તિનુ કારણુ છે. આવી સમજ લઇને તેઓ જીદગીમા વર્તે છે આથી તેમની દૃષ્ટિ ટૂકી છે, બુદ્ધિ અલ્પ છે. તેઓ ઉપલી સમજ અનુસાર વર્તે છે તેથી તેઓ દુનિયાને માટે શત્રુની ગરજ સારે છે તેમના કર્મો હિંસાથી ભરપૂર હોય છે બસ ! તેમની જીવનને લગતી આ સમજને લીધે તેઓ જગતનો નાશ કરનારા થાય છે. સર્જન-પ્રધાન જગતને તેઓ સહાર-પ્રધાન બનાવી મૂકે છે આ મે તેમનું આતરદર્શન કર્યુ હવે તેમની જીવનચર્યા પણ સાભળી લે.

આસુરી લોકો, જેનુ કદી પણ પેટ ન પૂરાય એવી કામનાઓનો આશ્રય લે છે દભ, માન અને મદ તો તેમના હમેશના ગોઠિયા જેવા હોય છે એ ગોઠિઆઓ સાથે મિત્રાચારી રાખી, તેઓ મૂર્છિત હોવાથી, અવળી સમજને પકડી રાખે છે અપવિત્ર મનો લઇને પછીથી તેઓ જીવનમા વર્તે છે તેમની ચિંતા અમાપ હોય છે- મરણ જ તેમની ચિંતાની અવધિ હોય છે ! દુનિયાના પદાર્થોનો સદા ઉપભોગ એ જ અને એટનું જ જીવનનું રહસ્ય છે એમ તેમનો નિશ્ચય હોય છે. આથી તેઓ અનેક આશાઓની જાળમા માછલાની માફક સપડાએલા રહે છે. કામ અને ક્રોધ તેમના પ્રવર્તક બળો હોય છે દુનિયાના ભોગ ભોગવવા માટે તેઓ અન્યાયી રીતે સાધનો

ભેગા કરવાને ઇચ્છે છે અને પ્રવર્તે છે. તેમનું મનોરાજ્ય હે અર્જુન! કાંઈક આવું હોય છે: 'આજે અમુક પેદા કર્યું છે. હવે આવતી કાલે અમુક મેળવીશ. આટલું ધન તો છે, હવે આટલું વળી ભાવિમાં મેળવીશ. પેલા શત્રુને તો સ્વધામ પહોંચાડયો છે. હવે પેલો બાકી રહેલો છે તેને આજકાલમાં યમશરણ કરીશ. પછી મારી સત્તાનો પાર ન હશે. હું ભોગી થઈશ. સાધનસંપન્ન થઈશ. તમામ જગતમાં બળવાનો બનીશ. સુખી થઈશ. હું દોલતમંદ તો છું જ, કુલીન પણ છું. હવે મારા જેવો બીજો છે જ કોણ? હું યજ્ઞ કરીશ, ધીલિદાન દઈશ. મોજમજા કરીશ.'—આમ ગેરસમજને લીધે તેઓ ભાન વિનાના થએલા હોય છે. તેમનું મન કેળનાં પાનની માફક ચંચળ થાય છે. મોહની જાળમાં તેઓ ગૂંચવાય છે. દુનિયાના ભોગોમાં તેઓ ખૂંચી બેસે છે, અને પરિણામે અપવિત્ર દુઃખમય યોનિમાં જન્મે છે.

વળી તેઓ જાતે જ જાતને મોટા માને છે. નમ્રતા તો તેમનામાં ક્યાંય હોતી જ નથી. ધન, માન, મદનું તો તેઓ પિયર બની રહે છે. નામના જ યજ્ઞ તેઓ પૂજન કરે છે, અને તે પણ દંભથી જ! વળી તે યજ્ઞની વિધિ તેમને નડતી નથી. આવી મનોદશાથી યજ્ઞ કરનારા હોઈને તેઓ નરકમાં જ પડે છે.

અભિમાન, હઠ, આકડતા, કામ અને ક્રોધનો તેઓ આશ્રય લે છે અને પોતાના દેહમાં અને પારકાના દેહમાં વસતા પરમાત્માનો તેઓ બારે દ્વેષ કરે છે. તેઓ પરમાત્માનો સ્વીકાર કરતા નથી. ઈશ્વરની હસ્તીનો ઈન્કાર

કરી તેના ઉપર દોષના ટોપલે ટોપલા ખડકે છે. આવા દ્વેષીલા, ક્રૂર, અમંગળ નરાધમોને હું નિરંતર 'આસુરી યોનિમાં જ ફેંકું છું. કેમકે જે જેવું વાવે, તેવું જ તે લણે છે. તેવા આસુરી જીવો આસુરી યોનિને પામી જન્મે જન્મે વધારે મૂર્છિત થતા જાય છે અને મૂર્છિતને તો મારી પ્રાપ્તિ થતી જ નથી!. આથી તેઓ જન્મે જન્મે વધારે ને વધારે અધમ ગતિને પામે છે.

હે અર્જુન! આસુરી સ્વભાવથી આસુરી પ્રવૃત્તિ થાય છે અને આસુરી પ્રવૃત્તિથી નરક મળે છે; પણ નરકના દ્વાર તરીકે તો ત્રણ જ પ્રધાનવૃત્તિઓ છે–કામ, ક્રોધ અને લોભ. આ ત્રણ મળીને જીવને પુરુષાર્થમાંથી ગબડાવી પાડે છે અને તેને નાલાયક બનાવી મૂકે છે. આથી લાયક થવા ઇચ્છનારે તો આ ત્રણને દેશવટો જ દેવો. જીવનમાં વિવેકનો અંધાપો લાવતાં આ ત્રણ નરક દ્વારોથી જે છૂટે છે તે પોતાનુ શ્રેય–કલ્યાણ જોઈ શકે છે અને આચરી શકે છે. ને તેથી તે પરમ ગતિને પામે છે.

પણ જે પરમગતિને પામવા ઇચ્છે તેણે શાસ્ત્રોની વિધિને અભરાઈએ ન ચઢાવવી ઘટે. શાસ્ત્રીય વિધિને છોડીને જે સ્વચ્છંદાચાર કરે છે તેને દુન્યવી સિદ્ધિ મળતી નથી, એટલું જ નહીં પણ પરલોકનું સુખ કે પરમગતિ-કશું મળતું નથી. અને માણસે જાણવું જોઈએ કે ઝાડૂ સાફ કરવાનું પણ શાસ્ત્ર હોઈ શકે છે. આથી શું કરવા જેવું છે અને શું ન કરવા જેવું છે એ બાબતમાં હે અર્જુન! -તારે માટે શાસ્ત્ર આધારરૂપ છે. માટે જીવનની દરેક બાબતમાં જે શાસ્ત્રીય દૃષ્ટિનું વર્ણન હોઈ શકે તે મુજબનું



## અધ્યાય ૧૭ મો

હે રાજન્ ધૃતરાષ્ટ્ર! ભગવાને સ્વચ્છંદાચારને હરામ ગણ્યો. શાસ્ત્રની પ્રતિષ્ઠા વધારી. ત્યારે અર્જુનને એક સંદેહ થયો. દુનિયામા બધાં માણસો શાસ્ત્ર જાણતા નથી; એટલું જ નહીં, પણ તેમને તે જાણવાની ફુરસદ નથી. ફુરસદ હોય તોયે ગમ નથી. ગમ હોય તોપણ તેમા પેત્તો લાગતો નથી. અને છતાં બધાને વર્તવાનુ તો રહે જ છે. વળી જે બધા વર્તે છે તેમાથી નેવું ટકા તો શ્રદ્ધાથી જ વર્તે છે. આનો અર્થ એ થયો કે શાસ્ત્રવિધિ તો છાંડી, પણ શ્રદ્ધાથી વર્ત્યા તો તેવા શ્રદ્ધાળુ માણસોની ગુણભેદે શ્રદ્ધા કેવી ગણાય? તે આ સાત્વિક, રાજસિક અને તામસી પૈકી કઈ વૃત્તિના ગણાય? આ સંદેહનું નિવારણ કરતાં ભગવાન કહી ગયા છે કે હે અર્જુન! સ્વભાવથી જ માણસની ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે· સાત્વિક, રાજસ અને તામસ. એ ત્રણના ભેદો હુ તને કહું છું. તું સાવધાનપણે સાંભળ.

હે અર્જુન! સૌની શ્રધ્ધા પોતાનાં હૃદયને અનુસરતી હોય છે અને જીવાત્મા શ્રધ્ધામય · છે એટલે કે તેનામાં શ્રધ્ધાની ભરપૂરતા હોય છે. જે જેવી શ્રધ્ધા કેળવે તેનો

તે થાય છે એવો નિયમ છે. હે અર્જુન! શ્રદ્ધા તો જીવનનું નિયામક અંગ હોય છે, શ્રદ્ધાની જાણ માણસનાં કાર્ય ઉપરથી પરખાય છે. જેઓ દેવ વગેરેને પૂજવાની ગણે પ્રધાનતા હોય તે સાત્વિક, ધનવાન અને ગાદીની અમલદારને પૂજવાની વૃત્તિવાળા તે રાજસ અને ભૂત પ્રેત વગેરેને પૂજવાની વૃત્તિ ધરાવે તે તામસ-આવો સામાન્ય નિયમ તારવી શકાય! હે અર્જુન! આટલું જ નહીં, જેઓમાં દંભ, અહંકાર, વિષયોને ભોગવવાની પ્રબળ ઇચ્છા વગેરે હોય છે અને જેઓ શાસ્ત્રોમાં જેની વિધિ નથી એવાં ભયંકર તપને તપે છે, તેઓ આસુરી છે. તેઓની બુદ્ધિ ટૂંકી છે. તેઓ મૂર્ખ હોઈને શરીરમાં રહેલા પંચભૂતોને કાંતી નાંખે છે એટલું જ નહીં, તેઓનાં હૃદયમાં વસતા મને પણ તેઓ પીંખી નાંખે છે. તે બધાને દૈત્ય જાણજે. એવા દયપાત્રોનો ઉદ્ધાર નથી.

હે અર્જુન! આહાર, યજ્ઞ, તપ અને દાનના પણ સાત્વિક વગેરે ત્રણ ભેદો પડે છે અને તે બધા વિવેકીએ જાણવા જેવા છે. આથી તને હું સંક્ષેપમાં એ ત્રણ ત્રણ ભેદો કહું છું તે વિવેકને માટે તું સાંભળ. જીવન, બુદ્ધિ, શારીરિક શક્તિ, નીરોગિતા, તૃપ્તિ અને આનંદવૃત્તિને વધારે એવો, રસાળ, પંચગવ્યપ્રધાન, સ્નિગ્ધ વગેરે શરીર ઉપર ઉપકાર કરે એવો, હૃદયગમ અને પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ દોષોથી રહિત ખોરાક સાત્વિક હૃદયને પ્રિય હોય છે વધારે પડતો કડવો, ખાટો, ખારો, ઊનો, તીખો, લુખ્ખો, અને દાઝરો બનાવે એવો ખોરાક રાજસ હૃદયને વહાલો હોય છે. આવો ખોરાક તાત્કાલિક પી

નહીં, મનને ગમગીન રાખે છે અને અંતે રોગને નોતરે છે. આ ઉપરાંત જે ખોરાક, પહોર સુધી પડી રહેલો, કુદરતી રસ વગરનો, ગંધાતો, રાતવાસી, એઠોજૂઠો અને અપવિત્ર હોય તે તામસ હૃદયને પ્રિય હોય છે.

હવે યજ્ઞના ત્રણ ભેદ સાંભળ. જે યજ્ઞ કરવાની પાછળ ફળને માટે અભિલાષ ન હોય, જે માટે શાસ્ત્રે આજ્ઞા આપી હોય અને જે કરતી વેળા કરનારનાં મનમા 'મારે આ કરવા યોગ્ય છે,' આવું આંતર સમાધાન હોય તે યજ્ઞ સાત્ત્વિક કહેવાય અને જેની પાછળ ફળને માટે અખંડ ચિંતા હોય, દંભ એજ જેનો પ્રેરક હેતુ હોય, તે યજ્ઞને રાજસ જાણવો. વળી, જે યજ્ઞની પાછળ શાસ્ત્ર વિધિનો ટેકો ન હોય, જેમાં અન્નદાન ન હોય, વિચાર અને વિવેક ન હોય, અને જેમાં ત્યાગને નામે મીંડું હોય અને જેમાં શ્રધ્ધાનો અભાવ હોય તે યજ્ઞને તામસ જાણવો.

માતા-પિતા, વિદ્વાન, સમાજના ભદ્રપુરુષો, અને દૂરદર્શીની પૂજા અને આદરસત્કાર, શરીરશુધ્ધિ, વ્યવહારમાં સરળતા, ગૃહસ્થ જીવનનુ બ્રહ્મચર્ય અને અહિંસા–આટલાનો સમાવેશ શારીરિક તપમાં થાય છે સામાનાં હૃદયમાં ઉદ્વેગ પેદા ન કરે, સત્ય, તત્કાળ પ્રિય અને પરિણામે હિતકર એવું વચન, તથા સ્વાધ્યાયનો અભ્યાસ–આટલું વાણીનાં તપમાં ગણાય. મનની પ્રસન્નતા, અક્રૂરતા, શેખચલ્લીપણાનો અભાવ, મનનો સંયમ અને વિચારશુધ્ધિ–આટલું માનસિક તપમાં આવે.

હે અર્જુન! આ ત્રણે પ્રકારનું તપ જો પરમશ્રધ્ધા, નિષ્કામતા અને એકાગ્રતાપૂર્વક કરવામાં આવે, તો તે

સાત્ત્વિક કહેવાય. લોકોનો સત્કાર, માન કે પૂજા પામવા માટે અને દંભથી જે આ તપ કરવામાં આવે, તો તે રાજસ લેખાય. રાજસ તપનું ફળ અહીં પણ મળે કે ન મળે તેનો નિયમ નથી અને ઊંધી સમજના આવેશને લઈને પોતાને પીડા આપીને અગર તો શત્રુના નાશને માટે જે આ ત્રણ પ્રકારનું તપ કરવામાં આવે તો તે તામસ જાણવું.

હે પ્રિય અર્જુન ! હવે હું તને દાનમીમાંસા કહું. દાનના પણ ત્રણ પ્રકાર છે. તેમાં જે સાત્ત્વિક દાન છે તેમાં તો દાતા આટલું વિચારે છે. 'મારે દાન દેવું જોઈએ, અને પાત્રને દેવું જોઈએ. પાત્રમાં પણ જે કદી સામો ઉપકાર ન કરી શકે એવા પાત્રને પહેલાં દેવું ઘટે.' આમ દેશ, કાળ, અને પાત્રનો પૂરો વિચાર કરી, કેવળ દેવાની જ ભાવનાથી જે દાન દેવાય તે સાત્ત્વિક. રાજસ દાન દેનાર સામા ઉપકારની આશા રાખે છે. તેની નજર ભવિષ્યમાં પોતાના લાભ ઉપર ઠરેલી હોય છે, અને દેતી વેળા તેના મનમાં કચવાટ હોય છે. અને તામસ દાનમાં તો દેશકાળનો વિચાર જ નથી હોતો. પાત્રની પણ પરવાહ નથી હોતી. દેનાર લેનારને અપમાનિત કરીને અને તુંકારીને આપે છે.

આમ હે અર્જુન ! આહાર વગેરેના સાત્ત્વિક વગેરે ત્રણ ભેદો મેં કહ્યા. તું ડાહ્યો છે એટલે એમાં સાત્ત્વિકની જ પસંદગી કરવી ઘટે એ તને કહેવાનું ન હોય. એ સાત્ત્વિક આહાર વગેરેને પણ શાને સ્વીકારવાં તે હું તને કહું છું. સાત્ત્વિક આહાર, યજ્ઞ, તપ અને દાન એ ઈશ્વરની

આજ્ઞારૂપ છે. જે પરમાત્માએ સૃષ્ટિ યજ્ઞનું નિર્માણ કર્યું, તેને સમજવાને વેદો રચ્યા, અને તેને ચાલુ રાખવા માટે બ્રાહ્મણ વગેરે પ્રજાને પેદા કરી તે પરમાત્માનું ત્રણ જાતનું નામ છે. તેમાં પહેલું ૐ, બીજું, તત્ અને ત્રીજું સત્. આ ત્રણ પ્રકારનાં નામનું માહાત્મ્ય હું તને કેટલું કહુ ? હે અર્જુન! આહાર, યજ્ઞ વગેરે સાત્વિક હોય તોપણ જો ભગવાનનાં નામનાં પુટ વગરનું હોય, તો તે કથીર જેવું જ છે. આથી સાત્વિક આહાર વગેરેનાં કથીરને જો કાંચન કરવું હોય તો ભગવાનનાં નામરૂપી પારસમણિનો તેને સ્પર્શ અને પુટ=ભાવનાપુટ આપવો જ રહ્યો આથી જે આસ્તિક પુરુષો છે તેમની બધીય શાસ્ત્રોક્ત યજ્ઞ-દાન-તપ વગેરે ક્રિયાઓ ૐ નામનો ઉચ્ચાર કરીને થાય છે. પરમાત્માનાં તત્ નામનો ઉચ્ચાર પાછળ શો હેતુ છે એમ જો તું પૂછતો હોય તો તને કહું છું કે, તત્નો ઉચ્ચાર યજ્ઞ વગેરેનાં ફળનું અનુસંધાન ન કરવું જોઈએ એ છે અને સત્ના ત્રણ અર્થ છે સત્તાના અર્થમાં, સદાચારના અર્થમાં અને મંગલ કર્મના

શ્રદ્ધાહીન કર્મ નથી તો આ લોક સુખદાયી થતું, કે નથી પરલોકમાં થતું. આથી તું શ્રદ્ધાની મહત્તા સમજ અને શ્રદ્ધાને જ્ઞાનનું નિયામક બળ બનાવ.

॥ इति श्रद्धात्रयविभागयोगः ॥

॥ हरि ॐ तत्सत् ॥

ॐ

## અધ્યાય ૧૮ મો

હે રાજા ધૃતરાષ્ટ્ર! અત્યાર સુધીમાં ભગવાને જે કહ્યું તેમાં ગીતાનો અર્થ સમાપ્ત થાય છે. માણસે આત્મજ્ઞાન મેળવી, અનન્યભક્તિથી અને પરમશ્રદ્ધાથી, ફલનું અનુસંધાન છોડી, આત્મા, જાતિ, દેશ અને જગતની ઉન્નતિ થાય એવાં કર્તવ્ય કર્મોને જ્યાં સુધી જીવે ત્યાં સુધી કરવાં ઘટે આટલો ટૂંકમાં ગીતાનો ઉપયોગ થયો. આ અર્થની બાબતમાં અર્જુનને સત્ય થાય, તે તેનું દૃઢતાથી ગ્રહણ કરે, એ માટે અને તે દ્વારા સમસ્ત જગતનાં કલ્યાણ માટે એ સમસ્ત ઉપદેશ ટૂંકમા પાછો ઉપદેશવો રહ્યો. આ માટે કરુણાનિધાન ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર અઢારમો અધ્યાય કહે છે. ભગવાન કહે તે પહેલાં અર્જુન પૂછવા લાગ્યા કે હે ભગવાન! હવે મને ટૂંકમાં સમગ્ર ગીતાનો અર્થ ફરીથી કહો સંન્યાસ અને ત્યાગનું નોખું નોખું રહસ્ય મને જણાવો. સંન્યાસ અને ત્યાગનો ચોક્કસ નિર્ણય આપો એટલે આપના આખા ઉપદેશનું તત્ત્વ મારાં હૃદયમાં નીતરી બાવે ઠરે.

સંન્યાસ અને ત્યાગનું જુદું જુદુ રહસ્ય જાણવા ઇચ્છ્યું, ત્યારે શિષ્ય-વત્સલ જગદગુરૂ શ્રીકૃષ્ણચંદ્ર સમસ્ત

ગીતાશાસ્ત્રનો સંક્ષેપમાં પુનરુચ્ચાર કરવાની વૃત્તિ સાથે કહેવા લાગ્યા કે, હે વહાલા અર્જુન! જે કર્મમાં આપણો ઊંડે ઊંડે પણ સ્વાર્થ હોય તેવાં કર્મોને છોડી દેવાં એને સંન્યાસ કહેવામાં આવે છે અને કર્મમાત્રના ફલનો મનથી ત્યાગ એટલે ત્યાગ, એમ જીવનના વિશેષ દ્રષ્ટાઓએ કહ્યું છે. વિચારકોનો એક પક્ષ તો કર્મમાત્રમાં કાંઈનો કાંઈ દૂષણનો કે અટકળનો દોષ હોવાથી તે ત્યજવાયોગ્ય છે એમ કહે છે. વળી જે બીજો પક્ષ છે તે યજ્ઞ, દાન અને તપ-કર્મો ન ત્યાગવાં એવો આગ્રહ સેવે છે. આ બાબતમાં મારો નિશ્ચય હું તને કહું. ત્યાગના ત્રણ પ્રકાર છે. એ પ્રકાર કહું તે પહેલાં મારો નિશ્ચિત મત તો એ છે કે, યજ્ઞ, દાન અને તપકર્મો કરવાં જ જોઈએ; કેમકે વિવેકી પુરુષોને એ પવિત્ર કરનારાં કર્મો છે. અલબત્ત, એ કર્મો પણ આસક્તિ અને ફલાશા છોડી કરવાં ઘટે એ મારો ઉત્તમ મત છે.

હે અર્જુન! જે જે કર્મો માણસને માટે, તે માણસ હોવાથી જ કુદરતે કે શાસ્ત્રોએ નક્કી કર્યાં છે, તેનો ત્યાગ બુદ્ધિગમ્ય નથી. મોહનો માર્યો જે તેવાં કર્મો ત્યાગે તેનો ત્યાગ તામસ ગણાય. વળી, અમુક કર્મ કરવું મુશ્કેલ છે, એમાં કાયનો વધારે પડતો કલેશ ઊતરે છે એવો ભય હોય છે અને આથી તે કરવું છોડી દે છે તે ત્યાગ રાજસ ગણાય. આવા રાજસ ત્યાગનું કશું ફળ નથી; પણ જે કર્મ માણસને માટે કુદરત કે શાસ્ત્રે નિયત કર્યું છે તે કર્મને વિના વળગણે કે વિના ફલાશાએ 'મારું આ કર્તવ્ય છે' એમ સમજીને કરવામાં આવે તો તે સાત્ત્વિક

જે ત્યાગી છે, જેનાં હૃદયમાં સત્ત્વગુણનો કાયમી ઊભરો રહે છે, જે મેધાવી અને સંશય વગરનો છે તેનો પુરુષ સુખે થતા કર્મોમાં ચોટતો નથી, દુખે થતાં કર્મોમાં દ્વેષ કરતો નથી વળી હે અર્જુન! એ વાતની એક વાત તો આ છે, કે જેને દેહ છે તેને સ્વેચ્છાએ તમામ કર્મો છૂટતાં નથી જ આથી કર્મ છોડવાની વૃત્તિ એ ફાંફાં છે કર્મફળનો ત્યાગ કરનાર જ ત્યાગી છે. કર્મનું ફળ ત્રણ પ્રકારનું છે શુભ, અશુભ અને શુભાશુભ. જે ત્યાગી નથી તેને આ ત્રણ પ્રકારના ફળ મળે જે ત્યાગી છે તેને આ ત્રણની અસર થતી નથી. વળી કર્મમાત્રમાં આ પાંચ કારણો હોય છે શરીર, જીવાત્મા, જુદી જુદી ઇન્દ્રિયો, જુદી જુદી ચેષ્ટાઓ અને પાંચમી ઈશ્વરેચ્છા. મન, વાણી કે કાયાથી યોગ્ય કે અયોગ્ય કોઈપણ કર્મ આ પાંચ મળીને થાય છે એટલે કે આ પાંચનું ભેગા મળીને કર્તાપણું છે અને જ્યાં પાંચનું કર્તાપણું ઠરે છે ત્યાં જે પોતાના આત્માને જ ફક્ત કર્તા માને છે તેની મતિ મેલી છે. તેનું હૃદય સાચા સંસ્કાર વગરનું છે. બાકી જેને કદી અહંભાવ નથી, જેની બુદ્ધિ સ્વપ્નમાં પણ લેપાતી નથી તે તો જગતનો વધ કરે તોપણ તાત્ત્વિક દૃષ્ટિએ તે નથી તો કોઈને હણતો કે નથી તો હણાતો!

વળી, કર્મમાત્રના પ્રવર્તક છે જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાતા. અને કર્મમાત્રનું ત્રેહાણુ–આશ્રય છે કર્મનાં સાધન, કર્મ અને કર્તા આ જ્ઞાન, જ્ઞેય વગેરે છમાં પણ સામાન્ય આપણને ઉપયોગી છે જ્ઞાન, કર્મ અને કર્તા ગુણભેદે એ

ગુણના પણ ત્રણ ત્રણ પ્રકાર થાય છે. એ બધાના ત્રણ ત્રણ પ્રકાર હું તને કહું તે સાંભળ.

જેનું જ્ઞાન સાત્ત્વિક હોય છે તે તો પ્રાણીમાત્રમાં રહેલી પરમાત્માની અવિનાશી સત્તાને જુએ છે. પ્રાણીમાત્ર આમ જુદાં જુદાં દેખાય છે પણ સાત્ત્વિક જ્ઞાન તો વિવિધતામાં એકતા જુએ છે; એટલે કે પ્રકૃતિ અને તેનાં કાર્યોની અનંત વિવિધતામાં સાત્ત્વિક દૃષ્ટિ એક આત્માની અખંડ એકતા જુએ છે. રાજસ જ્ઞાન તમામ પ્રાણીઓમાં જુદા જુદા જીવો છે એમ જાણે છે. તેમને ભેદ દૃષ્ટિ છોડતી નથી. જે જ્ઞાન અમુક એક કાર્યને લગતું હોય છતાં એ પરિપૂર્ણ છે એવી ભ્રાન્તિ ઉપજાવે, જે બુદ્ધિની આગળ ટકી ન શકે, જેમાં તત્ત્વ ન હોય અને જે તુચ્છ હોય તે જ્ઞાન તામસ કહેવાય છે.

જે કર્મ માણસને માટે કુદરતે કે શાસ્ત્રે કર્તવ્ય તરીકે નક્કી કર્યું હોય તે કર્મ વિના આસક્તિએ, વગર ફળાશાએ અને રાગદ્વેષ વિના કરવામાં આવે તો તે સાત્ત્વિક કહેવાય. પણ કર્મ પાછળ ફળાશા હોય, અહંભાવ હોય, ધાંધલ હોય તે કર્મ રાજસ કહેવાય. જે કર્મનું પરિણામ, તેમ વપરાનારી શક્તિનો ક્ષય, હિંસા અને પોતાના ગજાનો વિચાર ન હોય ને કેવળ મોહને વશ થઈને કરવામાં આવે, તે તામસ કર્મ કહેવાય.

હે અર્જુન! હવે હું તને સાત્ત્વિક વગેરે કર્તાનાં લક્ષણ કહું. સાત્ત્વિક કર્તામાં આસક્તિ કે અહંકાર હોતાં નથી. તેનામાં ધીરજ અને ઉત્સાહ હોય છે. સફળતા અને

નિષ્ફળતામાં તે સમાન હોય છે. રાજસ કર્તામાં રાગ, ફલાશા, લોભ, હિંસા, અપવિત્રતા અને હર્ષશોકનો સદ્ભાવ હોય છે. તામસકર્તાનું મન સદા ચચળ હોય છે. તે અસંસ્કારી, અક્કડ, છેતરપિંડી કરનારો, બધાને અપમાનનારો, આળસુ, હંમેશાં ચઢેલા મોઢાંવાળો અને દીર્ઘસૂત્રી હોય છે.

હવે હું તને હે અર્જુન! કરણ-કર્મનાં સાધનમાં મુખ્ય જે બુદ્ધિ છે તેના ત્રણ સાત્વિક વગેરે ભેદો કહું છું. સાથે સાથે ધીરજના પણ ત્રણ ભેદો કહીશ, કેમકે ધીરજ પણ બુદ્ધિનો જ એક ભેદ છે.

સાત્વિક બુદ્ધિ ક્યાં પ્રવૃત્ત થવું, ક્યાંથી નિવૃત્ત થવું એનો વિવેક જાણે છે. 'કર્તવ્ય અને અકર્તવ્યનો, ભય અને અભયનો, બંધ અને મોક્ષનો નિર્ણય તે કરી શકે છે. રાજસ બુદ્ધિ ધર્મ, અધર્મ, કાર્ય અને અકાર્યને યથાર્થ રીતે જાણી શકતી નથી. જ્યારે તામસ બુદ્ધિ તો અધર્મને ધર્મ માને છે. તમોગુણથી ઢંકાએલી હોઈને તેવી બુદ્ધિ બધી જ વાતને ઊંધી રીતે સમજે છે.

જે સ્થિર ધીરજ માણસને મન, પ્રાણ અને ઇન્દ્રિયોની ક્રિયાને યોગબળપૂર્વક ધારણ કરવામાં સહાયક થાય તે સાત્વિક ધીરજ. જે ધીરજ ધર્મ, અર્થ અને કામને અમુક વખત સુધી તો ધારી રાખે પણ અતિશય આસક્તિને લઈને વખત આવ્યે ફલ માટે ફાંફાં મરાવે તે રાજસ ધીરજ. આ ઉપરાંત જે ધૃતિને લઈને માણસ સ્વપ્ન, ભય, શોક, ગમગીની કે મદને છોડી તેવી ધૃતિ તામસ ગણાય.

હે વહાલા અર્જુન! હવે હું તને કર્મના ફલરૂપ સુખના ત્રણ ભેદ કહું છું તે સાંભળ. જે સુખમાં અભ્યાસ કેળવવાથી માણસ ઇન્દ્ર જેમ નંદનવનમાં તેમ આ જગતમાં રમે છે અને આ ઉપરાંત દુઃખનો છેડો આણે છે આત્માને લગતી બુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મેલું સુખ સાત્વિક છે. એ સુખ મેળવવામાં શરૂઆતમાં ખૂબ મંથન કરવું પડે છે તેથી પહેલાં એ ઝેર જેવું લાગે છે પણ અંતે એ અમૃત જેવું થઈ પડે છે. વળી રાજસ સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંબંધથી પેદા થાય છે. એ પહેલાં અમૃત જેવું મીઠું લાગે છે પણ અંતે ઝેર જેવું કડવું અને મોત આણે એવું હોય છે અને તામસ સુખ ઊંઘ, આળસ અને પ્રમાદમાંથી પેદા થાય છે. એ પહેલાં અને પરિણામે આત્માને મૂર્છિત કરે છે. હે અર્જુન! આ બ્રહ્માંડમાં એવું એકે પ્રાણી નથી જે આ ત્રણ ગુણના પાશથી મુક્ત હોય!

હવે હે વ્હાલા અર્જુન! તને અહીં એક રહસ્ય વાત કહી દઉં. આ જે ચાર વર્ણો મે તને કહી તેનાં કર્મોમાં કશી મહત્તા નથી. બ્રાહ્મણનાં કર્મો ઊંચાં નથી, શૂદ્રનાં નીચાં નથી! કેમકે કેવળ કર્મનો તો કશો મહિમા જ નથી. એ કર્મો દ્વારા જે સાધવાનું છે તે જો ન સધાય તો કર્મ મિત્રને બદલે શત્રુની ગરજ સારે. આથી કેવળ કર્મની મહત્તા ન માનતાં કોઇપણ કર્મરૂપી કથીર કાંચનની કિંમતનું કેવી રીતે થાય તે જાણી લેવું રહ્યું. કર્મ તો નિમિત્ત માત્ર છે. એનાથી જીવનમાં જે સાધવાનું છે તે તો જીવનની સિદ્ધિ છે. તો કોઇપણ વર્ણનો, કાળનો, પરિસ્થિતિ અને દેશનો માનવી તે જ વર્ણ, કાળ, પરિસ્થિતિ અને દેશમાં રહ્યો છતાં પોતાનાં કર્મોમાં રાચનો રહી સિદ્ધિ કેવી રીતે પામી શકે છે તે રહસ્ય તુ જાણી લે. કર્મમાત્ર પરમાત્માના તર્પણ માટે હોવું જોઇએ. જે પરમાત્માને લીધે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ થાય છે અને જે પરમાત્મા આ બધામાં ઓતપ્રોત છે તે પરમાત્માને કર્મરૂપી બલિથી પ્રસન્ન કરવામાં–તૃપ્ત કરવામાં કર્મનું અને માણસનું મહત્ત્વ છે. અર્થાત્ કર્મમાત્ર પ્રભુ પ્રીત્યર્થે જો થાય તો તે કથીર મટી કંચન બને. આથી કર્મમાં જ પ્રત્યેકે રાચવું જોઇએ. પોતાનાં સ્વાભાવિક કર્મો પ્રભુ પ્રીત્યર્થે કરવામાં આવે તો તેમાં કલ્યાણ છે. સ્વાભાવિક કર્મ શરૂઆતમાં દુષિત જેવું લાગે તોપણ તે ન છોડવું, કેમકે કર્મ માત્રમાં દોષ તો રહેવાનો જ. આથી કર્મને છોડી દેવાં અગર તો કોઇનાં–પારકા સ્વભાવનાં કર્મોને આચરવા મડી પડવું એ મૂઢતા છે. કર્મના દોષને કેવી

હે વ્હાલા અર્જુન! હવે હું તને કર્મના ફલરૂપ સુખના ત્રણ ભેદ કહું છું તે સાંભળ. તે સુખમાં અભ્યાસ કેળવવાથી માણસ ઇન્દ્ર જેમ નંદનવનમાં તેમ આ જગતમાં રમે છે અને આ ઉપરાંત દુ:ખનો છેડો આણે છે. આત્માને સમની બુદ્ધિની પ્રસન્નતામાંથી જન્મેલું સુખ સાત્વિક છે. એ સુખ મેળવવામાં શરૂઆતમાં ખૂબ મહેનત કરવી પડે છે તેથી પહેલાં એ ઝેર જેવું લાગે છે પણ અંતે એ અમૃત જેવું થઈ પડે છે. વળી રાજસ સુખ વિષયો અને ઇન્દ્રિયોના સંબંધથી પેદા થાય છે. એ પહેલાં અમૃત જેવું મીઠું લાગે છે પણ અંતે ઝેર જેવું કડવું અને મોત આણે એવું હોય છે અને તામસ સુખ ઊંઘ, આળસ અને પ્રમાદમાંથી પેદા થાય છે. એ પહેલાં અને પરિણામે આત્માને મૂર્છિત કરે છે. હે અર્જુન! આ બ્રહ્માંડમાં એવું એકે પ્રાણી નથી જે આ ત્રણ ગુણના પાશથી મુક્ત હોય!

વળી હે અર્જુન! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના સ્વભાવજન્ય ગુણોના ધોરણે જે જુદાં જુદાં સ્વાભાવિક કર્મો થાય છે તે તને સંભળાવું. શમ, દમ, તપ, શૌચ, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ અને આસ્તિકતા આટલાં ગુણે બ્રાહ્મણનાં કર્મો છે. શૂરવીરતા, તેજસ્વિતા, ધીરજ, ચતુરતા, યુદ્ધમાં પીઠ ન બતાવવાની વૃત્તિ, ઉદારતા અને સત્તાશીલતા એ ગુણે ક્ષત્રિયનાં કર્મો છે. ખેતી, પશુપાલન, વેપારઉદ્યોગ વગેરે ગુણે વૈશ્યનાં કર્મો છે અને નોકરીચાકરી કરવાની વૃત્તિથી થનાં કર્મો ગુણે શૂદ્રનાં કર્મો છે.

હવે હે વ્હાલા અર્જુન! તને અહીં એક રહસ્ય વાત કહી દઉ. આ જે ચાર વર્ણો મે તને કહી તેના કર્મોમા કશી મહત્તા નથી. બ્રાહ્મણના કર્મો ઊચા નથી, શૂદ્રના નીચા નથી! કેમકે કેવળ કર્મનો તો કશો મહિમા જ નથી એ કર્મો દ્વારા જે સાધવાનુ છે તે જો ન સધાય તો કર્મ મિત્રને બદલે શત્રુની ગરજ સારે આથી કેવળ કર્મની મહત્તા ન માનતા કોઇપણ કર્મરૂપી કથીર કાચનની કિંમતનુ કેવી રીતે થાય તે જાણી લેવુ રહ્યુ કર્મ તો નિમિત્ત માત્ર છે એનાથી જીવનમા જે સાધવાનુ છે તે તો જીવનની સિદ્ધિ છે તો કોઇપણ વર્ણનો, કાળનો, પરિસ્થિતિ અને દેશનો માનવી તેજ વર્ણ, કાળ, પરિસ્થિતિ અને દેશમા રહ્યો છતા પોતાના કર્મોમા રાચતો રહી સિદ્ધિ કેવી રીતે પામી શકે છે તે રહસ્ય તુ જાણી લે કર્મમાત્ર પરમાત્માના તર્પણ માટે હોવુ જોઇએ જે પરમાત્માને લીધે પ્રાણીમાત્રની પ્રવૃત્તિ થાય છે અને જે પરમાત્મા આ બધામાં ઓતપ્રોત છે તે પરમાત્માને કર્મરૂપી બલિથી પ્રસન્ન કરવામા–તૃપ્ત કરવામાં કર્મનુ અને માણસનુ મહત્ત્વ છે અર્થાત્ કર્મમાત્ર પ્રભુ પ્રીત્યર્થે જો થાય તો તે કથીર મટી કચન બને આથી કર્મમા જ પ્રત્યેકે રાચવુ જોઈએ. પોતાના સ્વાભાવિક કર્મો પ્રભુ પ્રીત્યર્થે કરવામા આવે તો તેમા કલ્યાણ છે સ્વાભાવિક કર્મ શરૂઆતમા દુષિત જેવુ લાગે તોપણ તે ન છોડવુ, કેમકે કર્મ માત્રમા દોષ તો રહેવાનો જ આથી કર્મને છોડી દેવા અગર તો કોઈના–પારકા સ્વભાવના કર્મોને આચરવા મડી પડવુ એ મૂઢતા છે કર્મના દોષને કેવી

રીતે દમ કરવા ને ઉપાય જાણી લેવા અને તે તો મેં તને અત્યારે જ કહ્યો.

આથી પોતાનાં સ્વભાવિક કર્મમાં ગયનો માણસ કર્મ કરનો છતાં નૈષ્કર્મ્યની સિદ્ધિને કેવી રીતે પામી શકે છે ને તને કહું તેવો પુરુષ તમામ કર્મોમાં અનાસક્ત રહે મનને સ્વાધીન રાખે સ્પૃહાને ત્યાગે આટલું કરવાથી તે કર્મનિષ્ઠા વગરનો બને છે અને પરમ નૈષ્કર્મ્યને પામે છે આ નૈષ્કર્મ્ય પછી સહેજે જ બ્રહ્મની પ્રાપ્તિ હોય છે નૈષ્કર્મ્યની સિદ્ધિને પામેલો માણસ ઈશ્વર પ્રાપ્તિ કેવી રીતે કરી છે તે હું તને ટૂંકમાં કહું એ જ્ઞાનની ઉંચામાં ઉંચી હદ છે એમ સમજજે.

ભગવાનનો અનુભવ કરવા ઇચ્છનાર પુરુષ પોતાની બુદ્ધિને અત્યંત ચોકખી રાખે અખૂટ ધીરજપૂર્વક મનને કાબુમાં રાખે. શબ્દ, સ્પર્શ વગેરે એવા વિષયોને યથાશાસ્ત્ર ત્યાગ કરે. રાગદ્વેષને તે દૂર કરી દે. હંમેશાં એકાંત સેવનનું શીલ કેળવે. હોજરીના માપનું માપેલું, હિતકર, પવિત્ર, અલ્પ અન્ન આરોગે. તન, મન, વચનને સ્વાધીન રાખે. ઘટઘટમાં પરમાત્મા જ વસી રહ્યા છે એવા ભાનમાં સમાધિમય રહે. વૈરાગ્ય એટલે કે અનાસક્ત પ્રેમનો આશ્રય લે. અહંકાર, હઠ, ગર્વ, કામ, ક્રોધ અને લોભને છોડે. સ્વાર્થે મમતાની મહોર ન મારે. સર્વદા શાંત રહે. આટલી સાધનસંપત્તિ કેળવનાર પ્રભુના અનુભવ માટે યોગ્ય બને છે.

અને હે વહાલા અર્જુન! જે પુરુષ બ્રહ્મનો અનુભવ કરી ચૂક્યો છે તેનું લક્ષણ હવે હું તને કહું. તેવો પુરુષ

સદા પ્રસન્ન રહે છે વિનાશ પામતા શોક કે તો નથી ન મળેના માટે ઇચ્છા રાખતો નથી ઘટઘટમા અતર્ગતમારૂપે એકરૂપણે વર્તી રહેના પ્રભુનો તે દ્રષ્ટા હોય છે અને મારા ઉપર પરમભક્તિ રાખે છે મારા ઉપરની ભક્તિને લીધે તેને સમજાય છે કે હુ ભગવાન કેવડો છુ કયા છુ, તત્ત્વત કેવો છુ અને આમ મને તત્ત્વત જાણીને ત્યાર બાદ તે સર્વરૂપ એવા મારામા જ પ્રવેશ કરે છે

આથી હે અર્જુન! જે કોઈ જીવ મારે આધારે રહી બધા કર્મો કરે છે તેને મારી કૃપાથી અમૃતપદ મળે છે આવી નિષ્કપટ ભાવે સમસ્ત કર્મોનુ મને સમર્પણ કરી સમત્વરૂપી બુદ્ધિયોગનુ શરણુ લઈ એકનિષ્ઠ ભક્ત બની મારામા તારુ દિલ પરોવ। મારામા જો હે અર્જુન। તારુ દિલ હશે તો મારી કૃપાથી તમામ મુશ્કેલીઓરૂપી પહાડોને તુ ઓળગી જઈશ પણ અહભાવને લઈને જો તો મારી આ હિતકર વાત ન સમજશે તો તુ નાશ પામીશ અહતાના આધારે તુ ' નહીં લડુ ' એવી જે હઠ પકડી બેઠો છે તે નિષ્ફળ છે તારો સ્વભાવ તને બળાત્ યુદ્ધમાં પ્રેરશે કેમકે સ્વભાવ સૌથી બળીઓ છે સ્વાભાવિક કર્મોથી બધાએલો જીવ સ્વેચ્છાએ જે કરવા ન ઇચ્છે તેમા પરેચ્છાએ પણ તે પ્રવૃત્ત થાય છે તો તુ આમ પરતત્ર છે તો તારુ કર્તવ્ય તને કહુ છુ હે વહાલા અર્જુન! હુ તને કેટલી કેટલી રહસ્ય વાત કહુ? પ્રાણીમાત્રનુ શરીર એ એક પૂર્ણયત્ર છે એ શરીરરૂપી યત્ર ઉપર બધા પ્રાણીઓ અહતા મમતાની મહોર મારી ચઢેલા છે, પણ એ પ્રાણીમાત્રના હૃદય દેશમા

સર્વભૂતાધીશ પરમાત્મા ચોવીસે કલાક ખડા ઊભા છે અને સૂત્રધાર જેમ લાકડાંની પૂતળીને તેમ, શરીર ઉપર જેમને દૃઢ આત્મભાવ થઈ ગયો છે એવાં પ્રાણીમાત્રને પરમાત્મા નચાવી રહ્યો છે. તો જે સર્વસમર્થ છે તેને જ શરણે જા. હૃદયના તમામ ભાવે તેનો જ પાલવ પકડ. તે જગન્નાથની પ્રસન્નતાથી પરમશાંતિ મળે; શાશ્વત સ્થાન પ્રાપ્ત થાય! બાળક જેમ માના, તેમ ભક્તે ભગવાનના ખોળામાં પોતાના પ્રાણ પાથરી દેવા! જે કોઈ નિષ્કપટ ભાવે ભગવાનના ખોળામાં પોતાને સુપરત કરે છે તેની સમસ્ત ભગવાન પરવશ થઈ જાય છે. બાળકનું હિત જેમ માબાપની ચિંતાનો વિષય છે તેમ આવા ભાવ અને ભરોસાથી ભરપૂર ભક્તનું હિત અને યોગક્ષેમ એ જગતના માબાપરૂપ ભગવાનની ચિંતાનો વિષય છે. હે અર્જુન! નિશ્ચિંત એવા મને જો કોઈપણ વાતની ચોવીસે કલાક ચિંતા રહેતી હોય તો તે મારા પ્રેમી ભક્તની છે! હું જગતને તો તે મને પ્રતિક્ષણ નચાવે છે! મને નિર્ગુણને ગુણગાન થવાની ને ફરજ પાડે છે. પ્યારા અર્જુન! ભક્ત અને મારી વચ્ચેનો પ્રીતિયોગ તો અમારાં હૃદય જ જાણે છે! તો આ મેં તને ગુહ્યથી પણ ગુહ્ય જ્ઞાન કહ્યું છે. હવે તું એને પૂરું વિચાર; અને તે પછી જેમ ઇચ્છા થાય તેમ કર.

પણ વહાલા અર્જુન! તેં મને મારા ભક્તોના ચરિત્રનું સ્મરણ કરાવ્યું એટલે હવે સૌથી ગુહ્ય વાત તને કહું; તું પણ મને અત્યંત પ્યારો છે. હું તારી સમક્ષ .. છું. આથી તને તારું હિત કહું છું. 'તું મારું

સૌથી એક જે વચન છે તે સાંભળ. જો મારો પ્રભાવ જાણ્યો હોય, મારા મહિમાને અનુભવ્યો હોય, મારી આમરનું પારખું કર્યું હોય તો હે વહાલા અર્જુન! મારી લગની લગાડ. મારો પ્રેમી થા મારું સર્વત્ર પૂજન કર. મને ઘટઘટમાં સમજીને પ્રણામ કર. ટૂંકમાં, મન્મય થઈ જા એમ કરવાથી હે અર્જુન! તુ મને જ પામશે. લે, તું મારો પ્રેમી છે એટલે સાચે જ પ્રતિજ્ઞા કરું છું કે, તુ મને જ પામશે. હે અર્જુન! તું તમામ કર્મોનો આશ્રય છોડી દે એટલે કે, અમુક કરવાથી મારું કલ્યાણ થશે એવી કર્મને શરણે જવાની મતિને તિલાંજલિ દે. મારું એકનું જ તું શરણું લે જો તું સર્વભાવે મારું શરણું લેશે તો હું દુઃખના કારણરૂપ પાપમાત્રમાંથી તને બચાવીશ તું શોક રખે કરતો. પ્યારા! હું અચળ છું, પણ મને ચળાવવાનો એક માત્ર ઉપાય છે પ્રપત્તિ. સર્વભાવે મારે શરણે આવેલો દરેક જગતનું એક અનેરું સમૃધ્ધ સૌભાગ્ય છે મારા અનંત કલ્યાણી ગુણોના મહિમાનો તેને એકલાને જ જાત અનુભવ થાય છે. આ છે મારો છેવટનો બોલ!

હે અર્જુન! આમ મેં તને જીવનનું દર્શન આપ્યું. જે તપસ્વી નથી, ભક્ત નથી, જેને આ સાંભળવાની ઈચ્છા નથી, અને જે મારામાં દોષારોપણ કરતો હોય તેને આ ઉપદેશ કદી ન કહેતો આથી ઊલટું, હે અર્જુન! જે કોઈ મારા આ પરમ ગુપ્ત જીવનસંદેશને મારા પ્રેમીઓને કહેશે, તેને વળતરમાં હું પરમપ્રેમ આપીશ. એ પરમપ્રેમથી તેઓ મને જ પામશે.

માણસ મના મારું વધારે પ્રિય કરનાર કોઈ હશે જ નહીં તેના કરતા વધાર વહાલો મને પણ કોઈ ન હશે. આપણા બેના આ ધર્મ સંવાદનો અભ્યાસ કરનાર મારું જ્ઞાન-યજ્ઞથી પૂજન કરશે એવો મારો અભિપ્રાય છે જે શ્રદ્ધાથી અને અદેખાઈ વગર આ જીવનગીતાને સાંભળશે તે પણ પુણ્યકર્મીઓના શુભલોકને પામશે હે અર્જુન! મારું કથન તેં એકાગ્રચિત્તે સાંભળ્યું છે ખરું? હે વહાલા ધનંજય! એ સાંભળવાથી તારી અજ્ઞાનની મૂર્છા વળી ખરી?

હે રાજન્ ધૃતરાષ્ટ્ર! ભગવાને જ્યારે શિષ્યને પૂછ્યું ત્યારે કૃતાર્થ થયેલો અર્જુન ભગવાન સમક્ષ એકરાર કરતા કહી રહ્યો છે કે હે અચ્યુત! મારો મોહ નષ્ટ થયો છે મને સાચું જ્ઞાન લાધ્યું છે. એમાં આપનો નિષ્કારણ પ્રસાદ જ કારણ છે હવે હું સંશયરહિત થયો છું. આથી આપના કહ્યા મુજબ વર્તીશ.

હે રાજન્! આપ ભલે ચર્મચક્ષુથી અંધ હો, પણ આ દિવ્યચક્ષુ જેવી ભગવાનની વાણીથી આપનો અંતરનો અંધકાર દૂર થયેલો હોવો ઘટે! ભગવાન વાસુદેવ અને મહાત્મા પાર્થના આ સંવાદ માટે મને બે વિશેષણો યોગ્ય લાગે છે. આ સંવાદ અદ્‌ભુત છે, અને રુંવાડાં ખડાં કરે એવો છે ભગવાન વ્યાસદેવની કૃપાથી આ પરમ ગુહ્ય સંવાદ યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રના શ્રીમુખથી સ્વયં નીકળતો મેં સાંભળ્યો, અને આપને સંભળાવ્યો છે. આ અદ્‌ભુત અને પુણ્ય સંવાદને યાદ કરી કરીને મને વારંવાર હર્ષ

અને હે રાજન્! ભગવાનનાં પેલાં વિશ્વરૂપની

યાદ તો મને હજી ભારે વિસ્મય થયા કરે છે. તે અદ્ભુત રૂપની યાદે હું વારવાર હરખાઉં છું. મેં જે જોયું તે ઉપરથી હે રાજન્! મારે આપને ન કહેવું ઘટે, છતાં અંતર ઉપર આવીને કહેવાની ફરજ પાડે છે કે, જે પક્ષમાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્ર છે, જેમાં ધનુર્ધારી અર્જુન છે, તે પક્ષમાં જ રાજ્યલક્ષ્મી, વિજય, ઉન્નતિ અચળ નીતિ છે?

અને હે શિષ્ય! હું પણ તને એટલું ઉમેરીને કહી દઉં છું કે, જેના હૃદયમાં ભગવમૂર્તિ પરમાત્મા શ્રીકૃષ્ણ-ચંદ્રનો પ્રેરક જીવનસંદેશ વણાયો છે અને જેને એ સંદેશ પ્રમાણે વર્તવાની તમન્ના છે તેના જીવનમાં હમેશાં શ્રી, વિજય, ઉન્નતિ અને નિશ્ચલ ન્યાયનિષ્ઠા હશે!

॥ इतिसंन्यास मोक्षयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

ॐ

# ગીતા-શ્રવણ-પરિશિષ્ટ

॥ સદ્‌ગુરુતત્ત્વે શ્રીકૃષ્ણચન્દ્રાય નમઃ ॥

પરમપૂજ્ય તીર્થસ્વરૂપ ગુરુદેવની પવિત્ર સેવામાં—

ભગવની ગીતાનું અધ્યાયવાર શ્રવણ કરાવીને આપે મને ભારે ઋણી કર્યો છે. આપનું વક્તવ્ય મેં પરમપ્રેમથી વાંચ્યું છે. એના વાચને મને યોગમયતાનો અનુભવ કરાવ્યો. તેટલો વખત તો શાન્તિ સમર્પી. ભગવાનની બાનગબાર વાણીએ મારાં સમસ્ત હૃદયને પ્રભાવિત કર્યું. જે પાવન અને પ્રવાહી શૈલીમાં આપે ભગવની ગીતાજીનો અર્થ સરળતાથી રજૂ કર્યો છે તેવો મેં ક્યાંપિ જોયો નથી. અનિચ્છાએ પણ અંતર ગીતા-ગંગાના પાવન પ્રવાહમાં વહ્યું જ જતું હતું. પ્રતિપળ પવિત્રતા અને કુલીનતાનો અનુભવ કરતું હતું. ગીતા કેવળ કોઈ તત્ત્વચિન્તકની નીરસ તત્ત્વચર્ચા ન લાગી. ભગવાનની ભૂતમાત્ર માટેની નિષ્કારણ હેતાળપણાની એ પ્રત્યક્ષમૂર્તિ સમજાઈ. ભગવાનની એ પ્રેમજ્યોતિ લાગી. દેવાંનાં મેલાં પાત્રને અજવાળી, ચોક્ખું કરવામાં એનો ભારે ચમત્કાર જણાયો.

ગુરુદેવ! ભગવાનનો હું પાડ માનું છું કે તેણે મને આપનો સુયોગ કરાવી આપ્યો. સાધુ હૃદયનો ક્ષણભર સમાગમ પણ જીવનમાં સંક્રાન્તિ આણે છે એનો મને હવે અનુભવ થયો. સંગ સાધુનો જ કરવો ઘટે એવો સંતોનો આગ્રહ મને સમજાય છે. સાધુ એ સાધુ નથી. સાધકને ઉદ્ધારવા અવતરેલા એ ભગવાન છે. આપના ઋણમાંથી કેવી રીતે છૂટાય? શિષ્ય હૃદયની પ્રેમભરી અંજલિ આપને ચરણે ધરું છું.

ગીતાના શ્રવણે ગીતાજીના મમગ્ર અર્થની મને આછી સમજ તો પડી, પણ સાથે સાથે મારા હૃદયમાં અનેક શંકાઓ પણ ઉપજી છે. એ શંકાઓનું સમાધાન કરવા આપને વિનવું છું. આપે ગીતાજીનો રસ લગાડયો છે તો એનો હવે આપ પૂરો આસ્વાદ કરાવો એમ પ્રાર્થું છું. આપે જેમ 'અધ્યાયવાર શ્રવણ કરાવ્યું તેમ અધ્યાયવાર આપ સૂચવશો એટલે મારી શંકાઓ આપ સમક્ષ ધરીશ. આપની વાણીમાં અને દોરવણીમાં હવે મને વધારે શ્રદ્ધા બેસતી જાય છે. તો કૃપા કરીને આટલું કરશો.



પ્રિય ભાઈ.........

આપનો પત્ર મળ્યો. મારાં આટલાં બધાં વખાણ કરવાની આવશ્યકતા ન હતી. ખેર! આપને ગીતાજી માટે જે જે ભાવ થયા તેમાં મારી બહાદુરી કશી જ નથી. એ ભગવાનની વાણી છે. અને ભગવાનની વાણીમાં જો ચમત્કાર ન હોય તો પછી કોની વાણીમાં એ હોય? ગીતા તો મહાન સંક્રાન્તિકારક ગ્રંથ છે.

વળી આપ અધ્યાયવાર આપની શંકાઓ રજૂ કરનાર છો જાણી મને વિશેષ આનન્દ થયો. શંકાઓ એ તો સમજની કાંકરી છે. વળી બુદ્ધિને ગૂંગળાવીને અધ્યાત્મજીવનનો વ્યવહારુ જીવન સાથે મેળ ન સાધી શકાય. અધ્યાત્મજીવન વ્યવહારુ થવું જ જોઈએ. એમાં જ એની કિંમત છે, આથી જ્યાં સુધી શંકા રહે અને નિશ્ચય ન થાય ત્યાં સુધી વિકાસ અધૂરો રહે છે. વળી શંકાની પાછળ જો સાચી જિજ્ઞાસા જ હોય તો તે શંકા એ શંકા નથી. બુદ્ધિનો એ વ્યર્થ વિનોદ નથી, પણ એ ભાવિ જીવનના અરુણોદયની નિશાની છે, કેમકે શંકાના સમાધાન પછી આચાર ક્રાન્તિ માટે એમાં તત્પરતા હોય છે. આથી ઉલટું જે શંકાની પાછળ સામાના જ્ઞાનને માપવાની કેવળ ભાવનિયત હોય છે, પોતે

મહાન તાર્કિક છે એમ સાબીત કરવાની એવી વૃત્તિ હો" છે, બીજાને ઝાંખા પાડવાની નીચ મનોવૃત્તિ હોય છે અ વાઝીઆ જિજ્ઞાસા હોય છે તે શકા એ બુદ્ધિનુ દેવાળ બતાવે છે, જીવનનુ પતન સૂચવે છે એવી શકાશીલત અધૂરા ઘડાની કરુણ જીવનકહાણી છે જીવનની મહામોહ પગેનો એ વ્યર્થ અપવ્યય છે જિજ્ઞાસુએ આથી સાવ ચેતવુ ઘટે

આપ નીતતે આપની શકાઓ જણાવશો આપ ભાવિ ઉદય હુ જોઈ રહ્યો છુ આથી શક્તિ મુજ આપની શકાઓને નિવૃત્ત કરવા હુ નમ્ર પ્રયત્ન કરીશ હુ પણ સર્વજ્ઞ નથી પણ પ્રભુ જેમ પ્રેરશે તેમ વર્તીશ અને આમ છતાએ જો આપના હૃદયને હુ ક્યાક સતોષી શકીશ તો હુ અને આપ બન્ને આપણાથી કો વડા જીવનાચાર્યને શરણે જઈશુ પ્રભુ આપણને સહાય કરે

શુભેચ્છક........

ૐ

૧

પૂજ્યપાદ ગુરુદેવની પવિત્ર સેવામાં,

આપનો મંગળ પત્ર મળ્યો. શંકાનું સમાધાન કરવાનો આપે ભાર ઉંચક્યો તે બદલ આભારી છું. કે બાબતમાં આપે સાવધાની રાખવા સૂચવ્યું છે તેમાં હું જરૂર ચીવટાઈ રાખીશ. એક વાત પહેલેથી જ કહી દઉં કેટલાક સવાલો છે જે નાસ્તિક જેવા કદાચ લાગશે. પણ હૃદયમાં અનિચ્છાએ પણ જે સ્ફુરે જ, તેને દાબી દઈ જાણે સમાધાન થઈ ગયું હોય તેવો ઢોંગ કરવા કરતાં તે નાસ્તિકતાનો આરોપ વહોરી લેવો એમાં વધારે સત્યનિષ્ઠા લાગે છે. તો પહેલા અધ્યાયના વાચને મને નીચેના પ્રશ્નો ઉદ્ભવે છે. કૃપા કરીને તે બધાનો ઉત્તર આપવા તસ્દી લેશો.

૧ ચોમેર જ્યારે લડાઈનું ઉગ્ર વાતાવરણ ફેલાયું હતું ત્યારે શ્રીકૃષ્ણ પરમાત્માને માટે ગીતાજીનો અતિ પ્રશાન્ત ચિત્તે સાંભળવા યોગ્ય ઉપદેશ આપવો અને અર્જુનને માટે તે ઝીલવો શક્ય હતો કે કેમ?

૨ ધૃતરાષ્ટ્ર તો જાણતા જ હતા કે કૌરવપાંડવોનું કુરુક્ષેત્રમાં મિલન લડાઈને માટે જ હતું તો પછી 'મારા અને પાંડુના પુત્રોએ શું કર્યું?'—એ પ્રશ્ન કેમ કર્યો?

૩ દ્રોણાચાર્યને પોતાનાં અને પાંડવોના સૈન્યને બતાવવા પાછળ દુર્યોધનનો શો આશય હતો?

૪ બન્ને સેનાની વચ્ચે પોતાનો રથ સ્થાપવા ભગવાનને અર્જુને શા માટે કહ્યું? શું તે જાણતો ન હતો કે કૌરવ સૈન્યમાં તેને કોની કોની સાથે લડવાનું છે?

૫ અર્જુન તો પહેલેથી જ જાણતો હોવો જોઈએ કે આ યુદ્ધ એ તો પિતરાઈઓની વચ્ચે જ છે, સગા-વહાલાંઓની વચ્ચે જ છે તો પછી આજ પ્રસંગે તેનું હૈયું ભારે ખેદથી કેમ ઉભરાયું. તેને ગમગીની આવવાનું ચોક્કસ કારણ શું?

૬ કૌરવો વગેરે સ્વજનોને ન મારવા ધરે—આવા અર્જુનના નિર્ણય પાછળની મનોદશા કઈ હતી?

૭ કુળક્ષયથી પેદા થતા જે જે દોષો અર્જુને જોયા તે કયા કયા? એ દોષો સત્ય બીના છે કે હેબતાઇ ગયેલા અર્જુનની કેવળ ભ્રાન્તિ જ છે?

૮ "કુળમાં કોઈ બાકી ન રહે તેના પિતરો પડે છે"—આ સાચું છે? પુત્રોના પિંડ ઉપર જ પિતરો જીવે છે? શંકા તો એ છે કે એ પિતરો મર્યા બાદ પણ પુત્રોના પિંડો માટે રાહ જોઈને બેસી રહે છે કે પછી પિતરો અને શ્રાદ્ધ તર્પણને બહાને એક મોટી પ્રબંચના જ હિંદુઓએ ઊભી કરી છે અને પોષી છે?

૯ જેના કુળધર્મો નાશ પામે છે તેમનો નરકમાં વાસ થાય છે એમ અર્જુન કહે છે તો એ નરક શું છે?

૧૦ મહારથીઓની લાશો ખેડીને રાજ્યભોગ ભોગવે અને તેની અર્જુનને ઊબ આવે એમાં ખોટું શું ? અર્જુન શોક ન કરે તો શું તે વેળા હર્ષનૃત્ય કરે ?

૧૧ અર્જુનને મોહ થયો. તો તે મોહનું યોગ્ય સ્વરૂપ શું છે?

॥ इति विषादयोगः ॥

ૐ

૨

પૂજ્યપાદ ગુરુદેવ!

પહેલા અધ્યાયમાંથી મને સૂઝયા તેવા પ્રશ્નો આપ સમક્ષ ધર્યા છે. આપે લખ્યું છે કે એકી વખતે બધા અધ્યાયને લગતા પ્રશ્નો મારે આપની આગળ ધરવા તો હવે હું તેમજ કરું છું. બીજો અધ્યાય જોતાં મારા મનમા નીચેની શકાઓ ઊઠે છે:-

૧ ભગવાને અર્જુનને કહ્યું કે, 'કવખતે તને આ મોહ ક્યાંથી ઉપજ્યો?' શું અર્જુનનો મોહ કવખતનો હતો? વળી એ મોહ 'અનાર્યજુષ્ટ, અસ્વર્ગ્ય અને અકીર્તિકર' છે-એમ ભગવાન કહે છે તો તે કેવી રીતે?

૨ સગાંવહાલાંને મારવા ન તૈયાર થનાર અર્જુનને ભગવાન, "આ નિર્વીર્યતા તને છાજતી નથી; હૃદયની તુચ્છ નિર્બલતા છાંડ," એમ શાને કહે છે? શું ખરેખર અર્જુનની તે વેળા નિર્વીર્યતા અને નિર્બલતા હતી?

૩ પૂજ્યપાદ્ય મહાનુભાવ ગુરુજનોને મારી લોહી ખરડયા ભોગોનો ઉપભોગ કરવા કરતાં ભીખ માંગીને

પેટ ભરવાનું અર્જુનને વધારે વિવેકી માને છે. તો પછી એમાં વિવેકરૂપ શા હતો?

૪ શું કરવું એનો નિર્ણય કરવામાં અર્જુનનું હૃદય નબળું નીવડ્યું અને તે શ્રીકૃષ્ણ ભગવાનને શરણે ગયો; તે વેળા એનો દેખાવ "કાર્પણ્યદોષ"થી હણાયો એમ અંદર કહે છે. તો એ દોષનું સ્વરૂપ શું?

૫ અર્જુનનું હૃદય શોકથી છવાયું હતું. તો એ શોકનું સ્વરૂપ શું છે?

૬ પોતાની શંકા રજૂ કરી અર્જુન મૂંગો રહ્યો. ત્યારે જાણે હસતા હોય એમ ભગવાને તેને ઉપદેશ આપવો શરૂ કર્યો તે વેળા તો ગાનીર્ય હશિન હતું. ભગવાનના હાસ્યમાં નિર્દય ટેકડી નથી?

૭ ભગવાન કહે છે કે ન શોક કરવો યોગ્ય તો તું શોક કરે છે અને વળી તુ પંડિતાઈના બોલ બોલે છે. બાકી પંડિતો તો મર્યા જીવ્યાનો શોક નથી કરતા તો કઈ સમજણને લઈને એ શોક ન કરવો ઘટે?

૮ આપણે બધા ભૂતકાળમાં હતા, વર્તમાનમાં છીએ, અને ભાવિમાં હઈશું—એમ ભગવાન કહે છે. એ કેમ બને? એની પાછળનું રહસ્ય શું છે?

૯ અન્ય દેહની પ્રાપ્તિમાં ધીર પુરુષ મોહ પામતો નથી એમ ભગવાન કહે છે તો તે કેવી રીતે સંભવે?

૧૦ વિષયોનો સ્પર્શ કે અસ્પર્શ જેને વ્યથિત કરી શકતો નથી તે અમૃતત્વનો અધિકારી થાય છે તો તે કેવી રીતે શક્ય થાય?

૨૯ કર્મમાં જ મનુષ્યનો અધિકાર શાને છે? ફળમાં કેમ નહીં? કર્મફળથી પ્રેરાઈને કશું ન ક્રવું એ શું શક્ય છે? અકર્મમાં તને સંગ ન હો એટલે શું?

૩૦ યોગ એટલે સમત્વ એમ ભગવાન કહે છે તે શું?

૩૧ બુદ્ધિયોગ કરતાં કર્મ શ્રેષ્ઠ નથી એનો શો અર્થ?

૩૨ યોગ એટલે કર્મ કૌશલ એમ વળી ભગવાન કહે છે તો સમત્વ એટલે યોગ અને કર્મ કૌશલ એટલે પણ યોગ તો એ બેનો સમન્વય ક્યાં?

૩૩ કર્મફળનો ત્યાગ કરનાર અનામય પદ પામે છે તે પદ કયું?

૩૪ માણસની મતિ નિર્વેદ ક્યારે પામે? યોગને કેવી રીતે પામે?

૩૫ સ્થિતપ્રજ્ઞના લક્ષણ પૂછતા અર્જુને ચોક્કસ પ્રશ્ન કર્યો કર્યો છે?

૩૬ સ્થિતપ્રજ્ઞના લક્ષણોનું સ્વરૂપ સમજાવી તેને પ્રાપ્ત કરવા માટે ઉપાયો શા છે તે બતાવશો?

૩૭ કેવળ ઉપવાસીના વિષયો તો નિવૃત્ત થાય પણ રસ જતો નથી તે શું?

૩૮ પ્રમાદ એટલે શું?

૩૯ જે સૌ ભૂતોની રાત્રિ તેમાં સંયમી જાગે અને સંયમી જ્યાં ઊંઘે તે બધા ભૂતોની જાગૃતિ—આનો શો અર્થ?

૪૦ બ્રાહ્મી સ્થિતિ એટલે શું?

॥ इति साख्ययोग ॥

૨૦ આત્માને જાણનારો, હણનારો, હણાનારો એ બન્ને અજ્ઞ કેમ છે?

૨૧ આત્મા નિત્ય છે તેથી તું કોઈનો શોક ન કર—એમાં શોકનું શમન કેમ કીધું?

૨૨ ક્ષાત્રધર્મને આગળ કરી અર્જુનને લડવા માટે ઉશ્કેરનાર ભગવાનની એમ કરવા પાછળ મનોદશા શી હતી?

૨૩ મરશે તો સ્વર્ગે જશે અને જીતશે તો પૃથ્વી ભોગવશે માટે લડ—આ તે શું દલીલ છે? એમાં "ચઢ જા બેટા! શૂળીએ"ની મનોદશા નથી?

૨૪ સુખદુઃખ વગેરેને સમાન ગણી તું લડ તને પાપ નહીં લાગે—આમ ભગવાન કહે છે ત્યારે એની પાછળ આશય શો છે?

૨૫ સાંખ્યબુદ્ધિ અને યોગબુદ્ધિ એટલે શું?

૨૬ યોગમાં પ્રારંભનો નાશ નથી, પ્રત્યવાય નથી, અને થોડું પણ યોગનું આચરણ મહદ્ ભયમાંથી તારે છે—એમ કહેવામાં રહસ્ય શું?

૨૭ વ્યવસાયાત્મક બુદ્ધિ એટલે શું?

૨૮ વેદો ત્રિગુણાત્મક ફળ દે છે આથી તેનું શરણ ખોળવું વ્યર્થ છે એમ જ્યારે ભગવાન કહે છે અને અર્જુનને ત્રણ ગુણથી પર થવા કહે છે ત્યારે એ કથનમાં વેદની નિન્દા નથી? જો ન હોય તો ભગવાનના કથનનો આંતર આશય શો?

૨૯ કર્મમાં જ મનુષ્યનો અધિકાર શાને છે? ફલમાં કેમ નહીં? કર્મફલથી પ્રેરાઇને કશું ન કરવું એ શું શક્ય છે? અકર્મમાં તને સગ ન હો એટલે શુ?

૩૦ યોગ એટલે સમત્વ એમ ભગવાન કહે છે તે શુ?

૩૧ બુદ્ધિયોગ કરતાં કર્મ શ્રેષ્ઠ નથી એનો શો અર્થ?

૩૨ યોગ એટલે કર્મ કૌશલ એમ વળી ભગવાન કહે છે. તો સમત્વ એટલે યોગ અને કર્મ કૌશલ એટલે પણ યોગ તો એ બેનો સમન્વય ક્યાં?

૩૩ કર્મફલનો ત્યાગ કરનાર અનામય પદ પામે છે, તે પદ કયું?

૩૪ માણસની મતિ નિર્વેદ ક્યારે પામે? યોગને કેવી રીતે પામે?

૩૫ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ પૂછતાં અર્જુને ચોક્કસ પ્રશ્ન કયો કર્યો છે?

૩૬ સ્થિતપ્રજ્ઞનાં લક્ષણોનુ સ્વરૂપ સમજાવી તેને પ્રાપ્ત કરવા માટે ઉપાયો શા છે તે બતાવશો?

૩૭ કેવળ ઉપવાસીના વિષયો તો નિવૃત્ત થાય પણ રસ જતો નથી તે શુ?

૩૮ પ્રસાદ એટલે શું?

૩૯ જે સૌ ભૂતોની રાત્રિ તેમાં સંયમી જાગે અને સંયમી જ્યાં ઊંઘે તે બધાં ભૂતોની જાગૃતિ—આનો શો અર્થ?

૪૦ બ્રાહ્મી સ્થિતિ એટલે શું?

॥ इति सांख्ययोगः ॥



## ૩

૧ ભગવાનની વાણીમાં અર્જુનને દૂધ અને દહીં બન્નેમાં પગ લાગ્યા, જાણે મોહ ઉપજાવનારી મિશ્રિત વાણી લાગી—તો તે ભ્રમ ઉપજાવનારાં વાક્યો ક્યાં?

૨ ભગવાન જેને નિષ્ઠા કહે છે તે શું? જ્ઞાનયોગી અને કર્મયોગીની નિષ્ઠામાં તફાવત ક્યો છે? અને ક્યાં છે?

૩ નૈષ્કર્મ્ય એટલે શું? કર્મના અનારંભ કે સંન્યાસથી નૈષ્કર્મ્ય મળતું નથી એમ ભગવાન કહે છે તેનો શો આશય છે?

૪ મિથ્યાચાર અને સત્યાચારનો ભેદ શો?

૫ નિયત કર્મ એટલે શું? તે તો કરવાં જ જોઈએ એવો ભગવાનનો આગ્રહ કયા હેતુથી છે?

૬ કર્મની યજ્ઞાર્થતા એટલે શું?

૭ યજ્ઞશૂન્ય ચોર કેવી રીતે? યજ્ઞયુક્તની જીવનક્રાન્તિ ક્યાં થાય છે?

૮ યજ્ઞમાં બ્રહ્મ પ્રતિષ્ઠિત છે એટલે શું? દૈનંદિન જીવનમાં એ સિદ્ધાંત આપણને ક્યાં સ્પર્શે?
યજ્ઞશૂન્યનું જીવન કઇ રીતે વ્યર્થ છે?

૧૦ આત્મજ્ઞાની માટે કર્યા આશયે કાર્ય રહેતું નથી?
૧૧ અનાસક્ત ભાવે કર્મ કરવાથી પરમ પુરુષની પ્રાપ્તિ થાય છે તે કેવી રીતે?
૧૨ જીવનમાં શિષ્ટાચારનું મહત્ત્વ શું છે? શિષ્ટ એટલે શુ?
૧૩ લોકસંગ્રહને માટે પણ ભગવાન અર્જુનને કર્મ કરવા કહે છે, તો એ લોકસંગ્રહ એટલે શુ?
૧૪ વિદ્વાન અને અવિદ્વાનની કર્મ કરવાની રીતમા તફાવત ક્યાં છે?
૧૫ વિદ્વાને અજ્ઞનો બુદ્ધિભેદ ન કરાવવો એમ ભગવાન કયા હેતુપૂર્વક કહે છે?
૧૬ વિદ્વાને કેવી રીતે કર્મ કરવાં?
૧૭ ભગવાન કહે છે કે, મારા મતનુ અનુસરણ કરનાર કર્મબંધનમાંથી છૂટે છે, બીજા અટવાઇ જાય છે—શું ભગવાનનો અહીં સ્વમતાગ્રહ નથી?
૧૮ જ્ઞાની પણ પોતાની પ્રકૃતિ અનુસાર જ વર્તે છે તો પછી પુરુષાર્થને માટે અવકાશ જ ક્યાં?
૧૯ સ્વધર્મ અને પરધર્મ એટલે શું?
૨૦ પાપનો પ્રેરક હેતુ શો?
૨૧ કામનું ભગવાને જે વર્ણન આપ્યું છે તેને જરા સ્પષ્ટતાથી સમજાવશો?
૨૨ કામ જ્ઞાનને ઢાંકી દેહીને કેવી રીતે મૂર્છિત કરે છે?
૨૩ કામને પરાજિત કરી આત્મજ્ઞાન મેળવવાનું કારણ શું?

॥ इति कर्मयोगः



૪

૧ ભગવાને કર્મયોગ સૂર્યને કહ્યો, સૂર્યે મનુને કહ્યો અને મનુદ્વારા એ જગતમાં પ્રચલિત થયો–આ સમ્પ્રદાયનો ઉલ્લેખ કરવાનો મતલબ શો ?

૨ કર્મયોગ. ઉત્તમ રહસ્ય છે અને અર્જુનને જ તે ભગવાન કહે છે, આનું કારણ શું ?

૩ સૂર્ય અને કૃષ્ણ ભગવાનના જન્મમાં કાળનું મહાન અંતર છે અને આથી ભગવાનની વાત અર્જુનને ગળે ન ઊતરે એ શું સંભવિત નથી ? તો પછી આવી લગભગ બુદ્ધિના પ્રદેશ બહારની વાત ભગવાન શાને કહે છે ?

૪ ભગવાનનો અને જીવનો જન્મ કઈ કઈ રીતે જુદો પડે છે ? ભગવાન બધું જાણે અને જીવ કેમ કશું ન જાણે ?

૫ ભગવાનનું પ્રાકટ્ય કયા હેતુઓને સિધ્ધ કરવા થાય છે ?

૬ શું ખરેખર ભગવાન જન્મ લેતા જ હશે ? આ નથી એમની. કારણ શું હશે ?

૭ ભગવાનના દિવ્ય જન્મ અને કર્મ જાણવામાત્રથી મુક્તિ કેવી રીતે મળે? એમાં મોક્ષ ક્યાં છૂપાયો છે?

૮ ભગવાન કહે છે કે ઘણા મારા ભાવને પામી ચૂક્યા છે તો ભગવદ્ભાવને પામવાને ક્યાં સાધનોનો અમલ યોગ્ય છે?

૯ જે ભગવાનને જેવી રીતે ભજે તેવીજ રીતે ભગવાન તેને સામા ભજે છે એની શી મતલબ? **शठं प्रति शाठ्य**ની નીતિ તો ભગવાન નથી અજમાવતા!

૧૦ ભગવાનને છોડીને બીજા દેવોનું ભજન કરવા મનુષ્ય શાને પ્રેરાય છે?

૧૧ ભગવાન ચાતુર્વર્ણ્યના કર્તા અને અકર્તા બન્ને એકી વખતે કેવી રીતે હોઈ શકે?

૧૨ ભગવાનને કર્મો અડતાં નથી, તેમને તેનાં ફલમાં સ્પૃહા નથી–આટલું જાણનાં માણસ કેવી રીતે કર્મોનું બંધન ન પામે? છગન ખાય ને મગન કેવો ધરાય?

૧૩ ભગવાન અર્જુનને કર્મ કરવા શાને કહે છે?

૧૪ કર્મ, અકર્મ અને વિકર્મનું સ્વરૂપ શું?

૧૫ "કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ"નું દર્શન–એ શું? ભગવાનની વાણી વિરોધાભાસી નથી?

૧૬ ભગવાનની દૃષ્ટિએ પંડિત કોણ? અને કેવી રીતે?

૧૭ કર્મ કરવા છતાં તેનું પાપ ન લાગે એ કેવી રીતે?

૧૮ યજ્ઞ માટે કર્મ કરનારનું સમગ્ર કર્મ કયા કારણે વિલીન થઈ જાય છે?

૧૯ ભગવાને અનેક યજ્ઞો બતાવ્યા છે અને તે બધાને કર્મથી ઉપજેલા ગણાવ્યા છે. આટલું જાણવામાં મોક્ષ છે એમ પણ કહ્યું છે તો તે કઈ રીતે?

૨૦ 'યજ્ઞશિષ્ટ' એટલે શું? તે ખાનાર સનાતન બ્રહ્મને કેવી રીતે પામે?

૨૧ દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાન યજ્ઞ કઈ રીતે ચઢીઆતો છે?

૨૨ જ્ઞાનની પ્રાપ્તિનાં ભગવાને કયાં સાધનો બતાવ્યાં છે?

૨૩ જ્ઞાનનું સ્વરૂપ શું અને માહાત્મ્ય શું છે?

૨૪ કોણ જ્ઞાન પ્રાપ્તિનો અધિકારી? અને કોણ નહીં?

૨૫ જ્ઞાનનું વરદાન કયું? અને અજ્ઞાનનો શાપ કયો?

૨૬ કર્મો કોને બંધનકર્તા નીવડતાં નથી?

૨૭ સંશયને છેદી અર્જુનને ઊઠવા અને યોગનું આચરણ કરવા કહે છે તો સંશયનો છેદ કેવી રીતે થાય?

॥ इति ज्ञानयोगः ॥

ॐ

# ૫

૧ કર્મનો સંન્યાસ અને કર્મનો યોગ એટલે શું ?

૨ સંન્યાસયોગ અને કર્મયોગ એ બન્ને જ જો કલ્યાણકર છે તો પછી કર્મયોગ ચડીઆતો છે એમ ભગવાન કયા કારણે કહે છે ?

૩ ભગવાનની સમજ પ્રમાણેના નિત્ય સંન્યાસીનાં લક્ષણ શાં ?

૪ સાંખ્ય અને યોગ એ બેમાં ફલભેદ છે એમ બાળકો માને છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તો ભગવાન વળી ઓર ગોટાળો વધારે છે ! તો ચોક્કસપણે ભગવાન્ એમાં શું કહેવા માગે છે ?

૫ યોગી જ સન્યાસી થઈ શકે છે એવો ભગવાનનો મત લાગે છે તો 'યોગ સંન્યાસનો પાયો કેવી રીતે ?

૬ યોગીનાં સિધ્ધ લક્ષણો કયાં ? તે કેવી રીતે મેળવી શકાય ?

૭ બધું કરતો છતાં યોગી કશું કરતો નથી—એ વિરોધાભાસને કેવી રીતે સમજવો ?

૮ કર્મલેપ ન લાગે એ માટે કઈ રીતે માણસે કર્મ [illegible] ?

૯ કર્મયોગમાં યોગીને આત્મલાભ ક્યો છે?

૧૦ યોગી અને અયોગીની વચ્ચે ભેદ શો?

૧૧ દેહધારી જીવ કશું ન કરતો કે કરાવતો શરીરમાં સુખે રહી શકે છે–તો તે કેવી રીતે સંભવે?

૧૨ અજ્ઞાનને લીધે બધાં જન્તુઓ મોહિત છે તો તે અજ્ઞાનનું સ્વરૂપ અને ફળ શું?

૧૩ આ ઉપરાંત જ્ઞાનનું ફળ શું? જ્ઞાન મનુષ્યના જીવનમાં શું પરિવર્તન કરે છે?

૧૪ સમદર્શી કેવી રીતે થવાય? સમદર્શીનું માનસ કેવું હોય?

૧૫ બ્રહ્મભાવને પામેલાનું સ્થિર લક્ષણ શું?

૧૬ ડાહ્યો માણસ વિષયોમાં રમતો નથી એમ ભગવાન કહે છે તો તે કયા હેતુથી?

૧૭ ભગવાનની દૃષ્ટિમાં સુખી માણસ કોણ?

૧૮ બ્રહ્મનિર્વાણની પ્રાપ્તિ કેવી રીતે થાય?

૧૯ જેને બ્રહ્મની પ્રાપ્તિ થાય તેનાં લક્ષણો શું?

૨૦ આત્માના ભણકાર માટે બધે જ બ્રહ્મદર્શન છે–આથી ભગવાનની ઉક્તિનો આશય શો?

૨૧ સદા મુક્તનું દર્શન અને વર્તન કેવું હોય?

૨૨ શાન્તિ પામવાનો ઉપાય શો?

॥ इति कर्मसंन्यासयोगः ॥

ૐ

૬

૧ કરવા યોગ્ય કર્મને વિના ફલેચ્છાએ કરનાર યોગી અને સન્યાસી છે એ કેવી રીતે સમજવું ?

૨ યોગી અને સન્યાસી બન્ને વચ્ચે કઈ દૃષ્ટિએ તફાવત નથી ?

૩ યોગ ઉપર આરૂઢ થવા ઇચ્છનાર ને આરૂઢ થઈ ચૂકેલો—એ બન્નેને માટે કઈ દૃષ્ટિએ કર્મ કરવા અનિવાર્ય છે ?

૪ યોગારૂઢનું લક્ષણ શું ?

૫ માણસ યોગારૂઢ કેવી રીતે થઈ શકે ?

૬ યોગારૂઢ માણસની જીવનદૃષ્ટિ કેવી હોય છે ?

૭ સમબુદ્ધિ સૌથી ચઢીઆતી છે તો તે કેવી રીતે ?

૮ કર્મયોગ ઉપર આરૂઢ થવા ઇચ્છનાર સાધકની સાધનસરણિ કઈ છે ?

૯ યોગારૂઢ થનારને આત્મલાભ કયો મળે છે ?

૧૦ યોગમાર્ગે જનારની દિનચર્યા કેવી હોવી ઘટે ?

૧૧ યોગ સાધનારે ક્યારે જાણવું કે તે સિદ્ધ થઈ ચૂક્યો છે ?

૧૨ યોગનું ફળ શું? કયા કારણસર મનુષ્યે નિત્યયોગી થવું જોઈએ?

૧૩ સમાધિયોગની સિદ્ધિ માટે અભ્યાસ કેવી રીતે કરવો?

૧૪ જેનું મન આત્મનિષ્ઠ થાય તેને તેમ થવાથી ફાયદો શું?

૧૫ જેને સમાધિયોગ સિદ્ધ થાય તેની દૃષ્ટિમાં પરિવર્તન ક્યાં થાય છે?

૧૬ સૌથી શ્રેષ્ઠ યોગીનું રત્નદર્શન કયું છે?

૧૭ મન ચચળ, પ્રમાથી, બળવાન અને દૃઢ છે એમ અર્જુન કહે છે–તો એ વિશેષણોનો ચોક્કસ અર્થ શું?

૧૮ મનને વશ કરવા માટે ભગવાન અભ્યાસ અને વૈરાગ્ય બતાવે છે. તો અભ્યાસ અને વૈરાગ્ય એટલે શું? તે કેવી રીતે પ્રાપ્ત થાય?

૧૯ યોગની સિદ્ધિ પામ્યા સિવાય અધવચ્ચે દસ્તે જ જે ખતમ થઈ જાય તેની શી ગતિ–એવો જે પ્રશ્ન અર્જુન પૂછે છે તેનું આંતર સ્વરૂપ શું છે?

૨૦ કલ્યાણી કર્મ કરનારનો ક્યાયે વિનાશ નથી–એવા ભગવાનના જવાબની પાછળ આશય શો?

૨૧ યોગ જન્મજન્માન્તરમાં પૂર્ણ થાય છે એવી ભગવાનની મતલબ લાગે છે. હવે એ પ્રત્યક્ષ તો જણાતું નથી. તો કેવી રીતે એ વચનમાં શ્રદ્ધા મુકાય?

૨૨ આત્માને પુનર્જન્મ થાય છે એમ કયા હેતુથી કહેવાય? પુનર્જન્મ અને તેની પાછળની વિચારસરણિ પૂર્ણપણે સમજાવવા કૃપા કરશો.

૨૩ શબ્દબ્રહ્મને યોગનો જિજ્ઞાસુ હોય તોપણ વટાવી જાય છે તો તે શબ્દબ્રહ્મ તે શું?

૨૪ પ્રયત્નશીલ યોગી પરમગતિને ક્યારે પામે? પરમગતિ તે શું?

૨૫ તપસ્વી વગેરે બધાથી યોગી શ્રેષ્ઠ છે એમ ભગવાન કયા આશયથી કહે છે?

૨૬ ભગવાનની દૃષ્ટિએ સૌથી શ્રેષ્ઠ યોગી કયો? અને તે શા માટે?

॥ इति आत्मसंयमयोग. ॥

ॐ

## ૭

૧ ભગવાનને સંપૂર્ણપણે કોણ જાણી શકે છે?

૨ વિજ્ઞાનસહિત જ્ઞાન એટલે શું? એ જાણ્યા બાદ જાણવા જેવું બીજું કશું બાકી રહેતું નથી એટલે શું?

૩ ભગવાનને લગતું જ્ઞાન દુર્લભ કેમ છે?

૪ પરા અને અપરા પ્રકૃતિને સ્પષ્ટપણે સમજાવશો? એ બેની વચ્ચે તફાવત શો?

૫ પરા અને અપરા પ્રકૃતિમાંથી પ્રાણીમાત્ર પેદા થાય છે અને ભગવાન કહે છે કે હું જગતના જન્મ વગેરેનું કારણ છું. તો એમાં રહેલા વિરોધને કેવી રીતે ટાળશો?

૬ ભગવાનમાં બધું ઓતપ્રોત છે એટલે શું?

૭ પાણીમાં હું રસ છું, સૂર્યચન્દ્રમાં હું પ્રભા છું-એમ ભગવાન કહે છે તો એનો શો આશય?

૮ ધર્મથી વિરુદ્ધ ન હોય એવો કામ એટલે શું?

૯ સાત્વિક વગેરે ભાવો મારામાંથીજ થાય છે. હું તેમનામાં નથી, તેઓ મારામાં છે આવું ભગવાન કહે છે. તેનું રહસ્ય શું?

૧૦ ભગવાનને કોઈપણ કેમ જાણી શકતું નથી?

૧૧ મારે જ શરણે આવનારા માયાને તરે છે-તો તે શરણ એટલે શું? અને ભગવાનને શરણે જવા ઇચ્છનાર તેમ કેવી રીતે કરી શકે?

૧૨ ભગવાનનો પાવન આશ્રયોમાં આડે આવનારાં કોણ છે?

૧૩ ચાર જાતના ભક્તો ભગવાનને ભજે છે તો તે ચારેનાં લક્ષણો શું અને તેમની વચ્ચે તફાવત શો?

૧૪ જ્ઞાની કઈ દૃષ્ટિએ સૌથી ચઢીઆતો ગણાય છે?

૧૫ બધું વાસુદેવ જ છે એવી આંતર સમજ કોને કેવી રીતે મળે?

૧૬ પરમાત્માને છોડીને બીજા ક્ષુદ્ર દેવતાને લોકો કેમ ભજે છે?

૧૭ બીજા દેવોના ભક્તોને પણ ભગવાન કેવી રીતે ભજે છે?

૧૮ ભગવાન અને અન્ય દેવોમાં તફાવત શો?

૧૯ ભગવાનનું સ્વરૂપજ્ઞાન સૌને પ્રત્યક્ષ કેમ નથી થતું?

૨૦ ભગવાન સૌને જાણે છે, કોઈ ભગવાનને જાણતું નથી—કારણ શું?

ૐ

૮

૧ અર્જુને બ્રહ્મ વગેરેને લગતા જે પ્રશ્નો કર્યા છે તે પ્રશ્નોનું ચોક્કસ સ્વરૂપ શું છે?

૨ ભગવાને તે તે પ્રશ્નનો જે ઉત્તર આપ્યો તેમાં સમજવા જેવું શું છે?

૩ જેવી જેવી મતિ તેવી ગતિ-એ સિદ્ધાન્ત હોય તો માણસે જીવનભર કેવી મતિ રાખવી?

૪ જીવવાની એવી કઈ કળા છે કે જેથી મરવાની સર્વોત્તમ કળા માણસને જીવતાં જીવત સિદ્ધ થાય?

૫ મરણને સ્વાધીન કરવાની ચાવી કઈ?

૬ ભગવાનને મેળવવાનો સૌથી સહેલો ઉપાય શો? અને ધારો કે ભગવાન મળે જ તો તેથી તેને મેળવનારને લાભ શો થાય?

૭ ભગવાનનું પરમ ધામ એટલે શું? તે ક્યાં આવ્યું? ત્યાં કેવી રીતે પહોંચાય?

૮ પુનર્જન્મ અને અપુનર્જન્મનો કાળ ભગવાન બતાવે છે તો શું એ કાળ પ્રમાણે મરનારની તે તે ગતિ

થાય છે ખરી? કે પછી એ ભગવાનનો મત નથી? અગર જો એ ભગવાનનો મત નથી તો પછી એના ઉલ્લેખની અહીં શી જરૂર?

૯ અર્જુનને સદા યોગયુક્ત થવાનું ભગવાન કહે છે-કયા હેતુથી?

૧૦ યોગનું માહાત્મ્ય શું?

॥ इति अक्षरयोगः ॥



૯

૧ નવમા અધ્યાયની શરૂઆતમાં ભગવાન વિજ્ઞાનસહિત જ્ઞાન કહેવાની પ્રતિજ્ઞા કરી અને તે જ્ઞાનને અનેક વિશેષણોથી વિશિષ્ટ કર્યું તો તે વિશેષણોની ચરિતાર્થતા ક્યાં છે ?

૨ ભગવાન જે જ્ઞાન કહેવા ઇચ્છે છે તેમાં શ્રદ્ધા ન રાખનારાઓની બૂરી વલે શાને થાય છે ?

૩ ભગવાનથી આ બધું ભરેલું છે; તેનામાં બધાં રહેલાં છે; તે કોઈનામાં રહેલ નથી—આ વિરોધી વાત કેમ સંભવે ?

૪ ભૂતોનો ભર્તા છતાં હું ભૂતોમાં રહેલો નથી; મારો આત્મા ભૂતભાવન છે—આવી ભગવાનની ઉક્તિનો શો આશય ?

૫ ભગવાનમાં બધાં પ્રાણીઓ કેવી રીતે રહેલાં છે? દૃષ્ટાન્તે સ્પષ્ટ કરશો ?

૬ ભગવાન પ્રાણીમાત્રને કેવી રીતે સર્જે છે ?

૭ સૃષ્ટિ વગેરે કર્મો ભગવાનને કેમ બાંધતાં -

૮ હું અધ્યક્ષ હોવાને લઈને જગત પરિ
છે—એટલે ભગવાન શું કહે છે ?

૯ કેવા જીવો ભગવાનને કયા કારણે અવમાને છે?
૧૦ મહાત્માઓ કઈ સમજપૂર્વક કેવી રીતે ભગવાનને ભજે છે?
૧૧ ભગવાન કહે છે કે હું વિશ્વતોમુખ છું-તે કેવી રીતે તેઓ સમજાવે છે?
૧૨ સકામભાવે કર્મ કરનારા સ્વર્ગને પામે છે, ત્યાં ભોગ ભોગવે છે અને પાછા અહીં અવતરે છે-આ બધી કપોલકલ્પના છે કે શુ? ભગવાને એ વાતનો ઉલ્લેખ કોઈ ખાસ રહસ્ય સ્ફોટન માટે કર્યો છે કે લોકમતનો જ એ ઉલ્લેખ છે? એમા કાંઈ રહસ્ય હોય તો સ્પષ્ટ કરશો?
૧૩ ભગવાન જેનું યોગક્ષેમ વહન કરે છે તેનું જીવન કેવું હોય?
૧૪ ભગવાન સિવાયના દેવોને ભજનારો ભૂલ ક્યાં કરે છે?
૧૫ ભગવાન ફળફૂલ પણ ખાય છે શું એ સાચું છે? જો એ સાચુ છે તો કોનાં ફળફૂલને ભગવાન આરોગે? એમાં રહસ્ય શું?
૧૬ સમર્પણ યોગનું ફળ શુ? કયા કારણે ભગવાનને જ બધું સમર્પી દેવુ ઘટે? સમર્પણ યોગ કોણ કરી શકે?
૧૭ ભગવાન સૌ ભૂતોમાં સમ છે એટલે શુ? ભક્ત અને ભગવાન એક બીજાનામા હોય છે એટલે શું?
૧૮ ભગવાનની ભક્તિનુ માહાત્મ્ય શુ? ગઈ કાલ સુધીનો દુરાચાર રૂઢ આજે શું સાચે જ ભ

સદાચાર રૂઢ થઈ શકે છે? અને એમ હોય તો તેમાં રહસ્ય શું?

૧૯ કયા કારણસર ભગવાન અર્જુનને ભગવદ્‌ભક્ત બનવા આગ્રહપૂર્વક કહી રહ્યા છે?

૨૦ ભગવાનની ભક્તિ કેવી રીતે કરાય?

॥ इति राजविद्याराजगुह्ययोगः ॥



## ૧૦

૧ દશમા અધ્યાયના આરંભની પાછળ આશય શો?

૨ ભગવાને અર્જુનને હિતેચ્છાથી પરમ વચન કહેવાની પ્રતિજ્ઞા કરી તો તે હિતેચ્છા કઈ? તે પરમ વચન કયું?

૩ ભગવાનને અજ, અનાદિ અને લોકમહેશ્વર જાણવાથી તમામ પાપમાંથી મુક્તિ કેવી રીતે મળે?

૪ બુદ્ધિ, જ્ઞાન વગેરે ભાવો ભગવાનને લીધે જ થાય છે એટલે શું? એ ભાવોનો અર્થ શો?

૫ મહર્ષિ વગેરે ભગવાનના માનસ ભાવો છે એટલે શું?

૬ ભગવાનની વિભૂતિ અને યોગનાં જ્ઞાનનું ફળ શું?

૭ ભગવાનને ડાહ્યા માણસો કઈ ભજનથી પ્રેમાદિ ભજે છે? કેવી રીતે તેઓ ભજે છે?

૮ ભગવાનને ભજનારાના ઉપર ભગવાન કેવી રીતે અનુગ્રહ કરે છે?

૯ ભગવાનની અર્જુન જે સ્તુતિ કરી રહ્યા છે તે સ્તુતિનો અર્થ શો?

૧૦ ભગવાન જ ભગવાનને ઓળખે છે એટલે શું?

૧૧ ભગવાનની વિભૂતિ એટલે શું?

૧૨ કયા હેતુથી અર્જુન ભગવાનની વિભૂતિ જાણવા પ્રાર્થના કરે છે?

૧૩ ભગવાનની વાણી સાંભળતાં અર્જુનને તૃપ્તિ કેમ નથી થતી?

૧૪ ભગવાન સર્વભૂતાશયસ્થિત આત્મા છે એટલે શું? તેઓ પ્રાણીમાત્રની આદિ છે, મધ્ય છે, અંત છે, એ જાણવાથી ફળ શું?

૧૫ આ અધ્યાયમાં ભગવાનની અસ્મિતા–અહંભાવની ખૂબ જ વૃદ્ધિ દેખાય છે. માણસને અસ્મિતા બાધક છે તો શું ભગવાનને તે હાનિ નહીં કરે? ભગવાન જાણે કોઈ નિરંકુશ સત્તાધીશ સમ્રાટ હોય એવું નથી લાગતું? અને સમ્રાટપણાથી તો આમે તો આ અને બીજી દુન્યવી સમ્રાટપણીમાં ફેર શો?

૧૬ યાદવોમાં કૃષ્ણ, પાંડવોમાં અર્જુન અને મુનિઓમાં વ્યાસ હું છું—આ કથનમાં ગાફેલપણું નથી?

૧૭ ભગવાન સિવાય કોઈ ટકી શકતું નથી, એટલે શું?

૧૮ ભગવાનની વિભૂતિનો પાર નથી એમ કહે છે, તેની શી મતલબ?

૧૯ વિભૂતિને ઓળખવાની નિશાનીઓ કઈ?

૨૦ આ બધું જાણવાથી તને શો લાભ?—આમ જ્યારે ભગવાન કહે છે ત્યારે ભગવાન જરા ચિડાતા હોય એવું નથી લાગતું?—અને જો એમ હોય તો અર્જુનને એમ કયા કારણે ભગવાન કહી રહ્યા છે?

॥ इति विभूतियोगः ॥

ॐ

૧૧

૧ અધ્યાત્મ નામનું પરમગુહ્ય ભગવાને અર્જુનને કહ્યું તે શું? તે કથનનું અર્જુનના ઉપર પરિણામ આવ્યું?

૨ ભગવાનનું અવ્યય માહાત્મ્ય કયું?

૩ ભગવાનનું વિશ્વરૂપ જોવા અર્જુને ઇચ્છા પ્રકટ કરી ત્યારે "મારાથી તે જોવાનું શક્ય હોય તો મને બતાવો" એમ અર્જુન કેમ કહે છે?

૪ અર્જુનની પ્રાર્થના સાંભળી ભગવાને વિશ્વરૂપ બતાવવાં પહેલાં "તારાં આ જ ચક્ષુથી તું તે ન જોઈ શકે. તને હું દિવ્યદૃષ્ટિ આપું છું" એમ કહ્યું તો તે દિવ્યદૃષ્ટિ કઈ? એ દિવ્યદૃષ્ટિ આપણે મેળવવી હોય તો શું કરવું પડે?

૫ ભગવાને અર્જુનને જે રૂપ બતાવ્યું તેની વિશેષતા શી હતી?

૬ એ વિશ્વરૂપના દર્શને અર્જુને કેવા ભાવ અનુભવ્યા?

૭ ભગવાનના વિશ્વરૂપનાં દર્શને "આપને દેખીને મારો અંતરાત્મા પ્રવ્યથિત થયો છે, મને ધીરજ કે શાંતિ નથી" આવો બેબાકળો ભાવ અર્જુનને કેમ થયો?

૮ ભગવાનને ગેજ઼ ઓળખતો અર્જુન "કહો, આપ ઉગ્ર રૂપ કોણ છો?—હું આપને ઓળખવા ચાહું છું. આપની પ્રવૃત્તિ હું જાણતો નથી" એમ કેમ કહે છે?

૯ "હું કાળ છું; લોકક્ષય કરવા મોટો થયો છું; તું ન હણે તો પણ આ બધા તો ગયા જ જાણ માટે તું ઊઠ-ઊઠ. મારા મારેલાને માર. તું નિમિત્તમાત્ર થા," આ વાક્યોમાં ભગવાનની દાદાગીરી નથી લાગતી? અર્જુનને ભયભીત કરી પોતાનો કક્કો ખરો કરાવવાની દાનત નથી? જો ન હોય તો એ વાક્યોનો સાચો આશય શો?

૧૦ ભગવાનના ગુણાનુવાદથી જગત ખુશ થાય છે, ભક્તિથી તરબોળ થાય છે અને રાક્ષસો નાસભાગ કરે છે—શું આ સત્ય છે કે પછી બીધેલા અર્જુનની જીહજૂરી આગળ ભયપ્રેરિત દીનદશા છે?

૧૧ ક્યા કારણે ભગવાન જ નમસ્કારને યોગ્ય છે?

૧૨ ભગવાનને અર્જુન ચોમેર લળી લળીને કેમ પ્રણામ કરે છે? એની પાછળ શો હેતુ?

૧૩ અર્જુનનાં ક્ષમાપન પાછળ મનોદશા કઈ છે? બન્ને સૈન્યની વચ્ચે મારો રથ સ્થાપો એમ શેહના રૂઆબથી કહેતો અર્જુન અહીં કેવળ પાણીપોચો કેમ બની જાય છે? ક્ષમા યાચવા સુધી કેમ એ આવી ગયો?

૧૪ રોજનું પરિચિત રૂ[illegible] અર્જુનને કે[illegible] એકદમ ભાવના થઈ[illegible]

૧૫ ભગવાન જ્યારે પ્રસ[illegible] વિશ્વરૂપ [illegible] છે—એટલે શું?

૧૬ વેદ વગેરેથી ભગવાનને આ રીતે જોવા શક્ય નથી તો પછી એ બધું વ્યર્થ જ ને? એનો ઉપયોગ શો?

૧૭ "મારું પેલું જ રૂપ પાછું જો" એમ કહીને ભગવાને પોતાનું રોજિંદું સ્વરૂપ બનાવ્યું—એટલે ભગવાને શું કર્યું? કાંઈ જાદુગરી જેવું આ નથી લાગતું?

૧૮ ભગવાનનું માનુષી સ્વરૂપ જોઈને જ અર્જુનને કેમ શાંતિ વળી?

૧૯ અનન્ય ભક્તિથી જ હું આ રૂપે દેખાઉં છું એટલું જ નહીં પણ મને જાણવો અને મારા તે સ્વરૂપે રહેવા માટે પણ તે જ એક ઉપાય છે. તે અનન્ય ભક્તિ એટલે શું?

૨૦ ભગવાનને પામનારામાં કયા ગુણોનો વિચાર-વિકાસ આવશ્યક છે?

॥ इति विश्वरूपदर्शनयोगः ॥



## ૧૨

૧ વ્યક્ત અને અવ્યક્તના સેવકોમાં ઉત્તમ કોણ એ પ્રશ્ન કેવી રીતે થયો?

૨ ભગવાનની દૃષ્ટિએ ઉત્તમ કોણ? અને શા માટે તેવા ભક્તોના જીવનમાં કયાં વિશેષણો પચી ગયેલ હોય છે?

૩ અવ્યક્તના ઉપાસકોની જીવનદૃષ્ટિ અને જીવનસરણિ કેવી હોય છે?

૪ અવ્યક્તની પરોક્ષ મુશ્કેલ શા માટે છે?

૫ ભગવાનને જ જેનો ઉદ્ધાર કરવાની ફરજ પડે તેવા ભક્તોની હૃદયસ્થિતિ કેવી હોય છે? આપણે તેવા કેવી રીતે થઈ શકીએ?

૬ ભગવાનમાં મન મૂકવું અને બુદ્ધિ પરોવવી એટલે શું?

૭ અભ્યાસયોગ એટલે શું?

૮ ભગવાનને અર્થે કર્મ કરવાં એટલે શું અને તે કેવી રીતે થાય?

૯ કર્મફલત્યાગ કેવી રીતે વ્યવહારુ જીવનમાં ઊતરી શકે છે?

૧૦ ભગવાનમાં મન નાખવાથી માંડીને તે કર્મફલત્યાગ સુધીના જે જે ભગવત્પ્રાપ્તિના ઉપાયો બતાવ્યા તે પરસ્પર સ્વતંત્ર છે કે એકબીજાના ઉપર આધાર રાખે છે?

૧૧ ત્યાગ પછી લાગલી જ શાન્તિ : એટલે શું? એ ત્યાગ શું? એ શાન્તિ શું?

૧૨ સર્વભૂતના અદ્વેષ્ટા થવાય કેવી રીતે?

૧૩ મૈત્રી અને કરુણા એટલે શું? કેવી રીતે એ સધાય?

૧૪ નિર્મમતા અને નિરહંકારિતા કેવી રીતે પ્રાપ્ત થાય?

૧૫ સુખદુઃખમાં સમતા કેવી રીતે કેળવાય?

૧૬ ક્ષમા એટલે શું?

૧૭ સતત સંતુષ્ટતા, યતાત્મતા અને દૃઢનિશ્ચય એટલે શું?

૧૮ લોકોથી ઉદ્વેગ ન પામવો અને લોકોને ઉદ્વેગ ન પમાડવો એ શક્ય છે ખરું? હોય તો કેવી રીતે?

૧૯ હર્ષ, અમર્ષ, ભય અને ઉદ્વેગ એટલે શું? એમાંથી મુક્ત શા માટે થવું ઘટે? અને મુક્ત કેવી રીતે થવાય?

૨૦ અનપેક્ષ, શુચિતા, દાક્ષ્ય, ઉદાસીનતા, ગતવ્યથતા અને સર્વારંભપરિત્યાગ એટલે શું? એ કેવી રીતે જીવનમાં સિદ્ધ થાય?

૨૧ હર્ષ, દ્વેષ, શોક અને શુભાશુભનો પરિત્યાગ કેવી

૨૨ શત્રુ, મિત્ર, માન અપમાન વગેરે દ્વંદ્વોમાં સમતા કેળવવાનો ઉપાય શો ?

૨૩ અનિકેત અને સ્થિરમતિ એટલે શું ?

૨૪ ધર્મ્યામૃત એટલે શું ?

૨૫ ભગવાનને કેવા ભક્તો અત્યંત પ્રિય હોય છે ?

॥ इति भक्तियोगः ॥

ॐ

૧૩

૧ આ શરીર ક્ષેત્ર છે એટલે શું? અને એને જે જાણે તે ક્ષેત્રજ્ઞ આનો શો અર્થ?

૨ સૌ ક્ષેત્રમાં હું જ ક્ષેત્રજ્ઞ છું એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેનો આશય શો?

૩ ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનું જ્ઞાન તે ખરું જ્ઞાન—આનો શો અર્થ?

૪ ક્ષેત્ર કેવું છે? કેવા પ્રકારવાળું છે? કયા કયા વિકારોથી ભરેલું છે? એમાંથી શું ઉપજે છે?

૫ ભગવાન કહે છે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞનો પ્રકાર હું તને ટૂંકમાં કહું છું તો વિસ્તારથી એ કોણે કહ્યો છે?

૬ મહાભૂતથી ધૃતિ સુધીના ભાગને ક્ષેત્ર માન્યું તો તે બધાંનું સ્વરૂપ અને ધર્મ શા?

૭ ક્ષેત્રનું પ્રતિપાદન કર્યા પછી તો ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ કહેવું જોઈએ. તો વચ્ચે અમાનિત્વ વગેરે જ્ઞાનનો ઉલ્લેખ કરવા કેમ ભગવાન પ્રેરાયા?

૮ અમાનિત્વ વગેરે વીસ છે તો તેનું જુદું જુદું સ્વરૂપ શું છે? આચરણમાં એ કેવી રીતે આવશે?

૯ "હવે હું તને જ્ઞેય કહીશ જે જાણીને અમૃત ભોગવે છે" તો તે અમૃત ભોગ એટલે શું ?

૧૦ જ્ઞેયનું સ્વરૂપ શું ? જ્ઞેય જે ક્ષેત્રજ્ઞ તેનો પ્રભાવ કયો ?

૧૧ જ્ઞાન, જ્ઞેય અને જ્ઞાનગમ્ય એટલે શું ? સૌના હૃદયમાં એ વિશેષરૂપે રહેલું છે એટલે શું ?

૧૨ ક્ષેત્ર, જ્ઞાન અને જ્ઞેયને મારો ભક્ત જો જાણે તો તે મારા ભાવને માટે યોગ્ય થાય છે—આનો શો અર્થ ?

૧૩ પહેલાં ભગવાન ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વિષે કહે છે અને ત્યારબાદ અંદર પ્રકૃતિ અને પુરુષ આવે છે તો તેમાં કાંઈ ફેર છે ?

૧૪ પ્રકૃતિ અને પુરુષ જો બન્ને અનાદિ છે તો અનન્ત પણ હોવાં જ જોઈએ તો પછી મોક્ષ એટલે શું ? ને કેવી રીતે સંભવે ?

૧૫ જીવના જન્મમોક્ષમાં કારણ શું ?

૧૬ પ્રકૃતિમાં રહ્યા છતાં પ્રકૃતિમાં ન રહેલા પુરુષનું-જીવનું સ્વરૂપ શું ?

૧૭ પ્રકૃતિ અને પુરુષના જ્ઞાનનું ફળ શું ?

૧૮ પુરુષને જાણવાને માટે બીજાં સાધનો છે ખરાં ? જો હોય તો તેનું સ્વરૂપ શું ?

૧૯ ક્ષેત્ર ક્ષેત્રજ્ઞના સંયોગથી સ્થાવરજંગમ પેદા થાય છે તો તે સંયોગ એટલે શું ? તેનું સ્વરૂપ શું ? કની દૃષ્ટિએ ખરો દેખતો પુરુષ કયો ?

૧૧ ત્રણ ગુણને ઓળગી જનાર અમૃત ભોગવે છે એટલે શું ?

૧૨ ત્રિગુણાતીતના ચિહ્નો કયા ? તેના આચાર શા ? ત્રણ ગુણને તરી જવાનો ઉપાય શો ?

૧૩ ભગવાન અમૃત અવ્યય બ્રહ્મની અને શાશ્વત ધર્મ અને એકાન્તિક સુખની પ્રતિષ્ઠા છે એટલે શું ?

॥ गुणत्रय विभागयोग. ॥

ૐ

# ૧૪

૧ જે જ્ઞાની મુનિઓ પરમસિદ્ધિને પામે છે તેનો આકાર અને ફળ શું?

૨ ભગવાન પ્રકૃતિમાં ગર્ભ મૂકે છે એટલે શું? ભગવાન સૌના પિતા કેવી રીતે? અને જો ભગવાન સૌના પિતા છે એ સાચું છે તો એમાંથી ફળતું વિશ્વ-દર્શન કયું?

૩ ત્રણ ગુણો એટલે શું? એ ત્રણેનું સ્વરૂપ શું? એ ત્રણે આત્માને કેવી રીતે બાંધે છે?

૪ દરેક ગુણના પ્રાદુર્ભાવ વખતે બીજા બેનું શું થાય છે?

૫ સત્ત્વ વગેરે ગુણની ઉદ્રાવસ્થાના જાત અનુભવે સમજાય એવાં ચિહ્નો કયાં છે?

૬ દરેક ગુણની વૃદ્ધિમાં દેહત્યાગનું ફળ શું?

૭ સત્ત્વગુણ વગેરેથી પ્રેરિત કર્મોનું સ્વરૂપ અને ફળ શું?

૮ સત્ત્વ વગેરે ગુણોની જીવનનિયામક અસર કઈ છે?

૯ સાત્વિક, રાજસ અને તામસ લોકોની સરવાળે જીવતાં જીવન સ્થિતિ શી હોય?

૧૦ ગુણમાંથી છૂટી જીવ બ્રહ્મભાવને ક્યારે પામે?

૧૧ ત્રણ ગુણને ઓળગી જનાર અમૃત ભોગવે છે એટલે શુ ?

૧૨ ત્રિગુણાતીતના ચિહનો કયા ? તેના આચાર શા ? ત્રણ ગુણને તરી જવાનો ઉપાય શો ?

૧૩ ભગવાન અમૃત અવ્યય બ્રહ્મની અને શાશ્વત ધર્મ અને એકાન્તિક સુખની પ્રતિષ્ઠા છે એટલે શુ ?

॥ गुणत्रय विभागयोग ॥

ૐ

## ૧૫

૧ ૧૪મો અધ્યાય અને ૧૫મો અધ્યાય એ બેની વચ્ચેની સંગતિ શી?

૨ અશ્વત્થને જે જાણે તે વેદવેત્તા છે—તો અશ્વત્થ તે શું? તેનું જ્ઞાન તે શું? તેની પાછળ રહસ્ય શું? સંસારને અશ્વત્થ કહ્યો છે તો એ રૂપક પૂરું સમજાવશો?

૩ સંસારનો વૃક્ષ તરીકે ઉલ્લેખ કયા પ્રયોજનને લઈને કર્યો છે?

૪ અસંગ-શસ્ત્ર એટલે શું?

૫ ત્યારબાદ પેલું પદ શોધવું જોઈએ એમ ભગવાન કહે છે તો તે પદ કયું? તેની શોધ ક્યાં કરવી? કેવી રીતે કરવી?

૬ પ્રવૃત્તિ એટલે શું?

૭ તે પદ પર પહોંચવાનાં કયાં સાધનોનો ભગવાન ઉલ્લેખ કરે છે? તે સાધનોનું સ્વરૂપ શું?

૮ સૂર્ય વગેરે તે પદને પ્રકાશિત કરી શકતાં નથી એટલે શું?

૯ જ્યાં પહોંચીને પાછા ફરવાનું નથી તો ત્યાં પહોંચવું અને પાછા ન ફરવું એટલે શું?

૧૦. જીવનું સ્વરૂપ શું ? જીવનભર જીવ કરે છે શું ?
૧૧ જીવનો જીવભાવ જ્યાં સુધી રહે છે ત્યાં સુધી એ શરીર વગેરેનો સ્વીકાર અને ત્યાગ કેવી રીતે કરે છે ?
૧૨ દેહાન્તરમાં ગયેલો જીવ ત્યાં શું કરે છે ?
૧૩ વિમૂઢો જીવને-આત્માને જોઈ શકતા નથી જ્ઞાનનેત્ર-વાળા જુવે છે. તો વિમૂઢ અને જ્ઞાનનેત્રવાળો એટલે શું ?
૧૪ આત્માને કોણ ક્યાં કેવી રીતે જોઈ શકે છે ? કોણ જોઈ શકતુ નથી. આત્માને જોવો એટલે શું ?
૧૫ સૂર્ય ચન્દ્ર વગેરેનું તેજ હું છું એમ જાણ, પૃથ્વીમાં પ્રવેશીને ભૂતોને હું ધારુ છું, ચંદ્ર થઈ વનસ્પતિ વગેરેને પોષુ છું, વૈશ્વાનર થઈ હુ ખાધેલું પચવું છું—આમ જ્યારે ભગવાન કહે છે ત્યારે એમાં રહસ્ય શુ છે ?
૧૬ ભગવાન સૌના હૃદયમાં છે—વગેરે જ્યારે વિધાન કરવામાં આવે છે ત્યારે એનું તાત્પર્ય શું ?
૧૭ ભગવાન ક્ષર, અક્ષર અને ઉત્તમ એવા ત્રણ પુરુષો કહે છે તો તેનો શો અર્થ ? તેમાં શુ રહસ્ય ?
૧૮ ભગવાન પુરુષોત્તમ કેમ ઠર્યા ? પુરુષોત્તમ તરીકે તેમને જે ઓળખે તેને શું મળે ?
૧૯ આ શાસ્ત્ર છે એને જાણનારો બુદ્ધિમાન થ કૃતકૃત્ય થાય છે—આનો શો અર્થ ?

॥ इति पुरुषोत्तमयोगः ॥

ॐ

## ૧૫

૧ ૧૪મો અધ્યાય અને ૧૫મો અધ્યાય એ બેની વચ્ચેની સંગતિ શી ?

૨ અશ્વત્થને જે જાણે તે વેદવેત્તા છે—તો અશ્વત્થ તે શું ? તેનું જ્ઞાન તે શું ? તેની પાછળ રહસ્ય શું ? સંસારને અશ્વત્થ કહ્યો છે તો એ રૂપક પૂરું સમજાવશો ?

૩ સંસારનો વૃક્ષ તરીકે ઉલ્લેખ કયા પ્રયોજનને લઈને કર્યો છે ?

૪ અસંગ-શસ્ત્ર એટલે શું ?

૫ ત્યારબાદ પેલું પદ શોધવું જોઈએ એમ ભગવાન કહે છે તો તે પદ કયું ? તેની શોધ ક્યાં કરવી ? કેવી રીતે કરવી ?

૬ પ્રપત્તિ એટલે શું ?

૭ તે પદ પર પહોંચવાનાં કયાં સાધનોનો ભગવાન ઉલ્લેખ કરે છે ? તે સાધનોનું સ્વરૂપ શું ?

૮ સૂર્ય વગેરે તે પદને પ્રકાશિત કરી શકતાં નથી એટલે શું ?

૯ જ્યાં પહોંચીને પાછા ફરવાનું નથી તો તે પહોંચવું અને પાછા ન ફરવું એટલે શું ?

૧૦. જીવનુ સ્વરૂપ શું ? જીવનભર જીવ કરે છે શુ ?
૧૧ જીવનો જીવભાવ જ્યા સુધી રહે છે ત્યા સુધી એ શરીર વગેરેનો સ્વીકાર અને ત્યાગ કેવી રીતે કરે છે ?
૧૨ દેહાન્તરમા ગયેલો જીવ ત્યા શું કરે છે ?
૧૩ વિમૂઢો જીવને—આત્માને જોઈ શકતા નથી જ્ઞાનનેત્રવાળા જુવે છે તો વિમૂઢ અને જ્ઞાનનેત્રવાળો એટલે શું ?
૧૪ આત્માને કોણ ક્યા કેવી રીતે જોઈ શકે છે ? કોણ જોઈ શકતુ નથી આત્માને જોવો એટલે શુ ?
૧૫ સૂર્ય ચન્દ્ર વગેરેનુ તેજ હું છુ એમ જાણ, પૃથ્વીમા પ્રવેશીને ભૂતોને હુ ધારુ છું, ચન્દ્ર થઈ વનસ્પતિ વગેરેને પોષુ છું, વૈશ્વાનર થઈ હુ ખાધેલુ પચવું છુ—આમ જ્યારે ભગવાન કહે છે ત્યારે એમાં રહસ્ય શુ છે ?
૧૬ ભગવાન સૌના હૃદયમા છે—વગેરે જ્યારે વિધાન કરવામા આવે છે ત્યારે એનુ તાત્પર્ય શું ?
૧૭ ભગવાન ક્ષર, અક્ષર અને ઉત્તમ એવા ત્રણ પુરુષો કહે છે તો તેનો શો અર્થ ? તેમા શુ રહસ્ય ?
૧૮ ભગવાન પુરુષોત્તમ કેમ ઠર્યા ? પુરુષોત્તમ તરીકે તેમને જે ઓળખે તેને શુ ભજે ?
૧૯ આ શાસ્ત્ર છે એને જાણનારો બુદ્ધિમાન થાય છે કૃતકૃત્ય થાય છે—આનો શો અર્થ ?

॥ इति पुरुषोत्तमयोगः ॥



## ૧૬

૧ દૈવી સંપત્ અને આસુરી સંપત્ – એ બન્નેની અંદર કોનો કોનો સમાવેશ થાય છે ?

૨ દૈવી અને આસુરી સંપત્નો જીવનમાં ફલભેદ શું ?

૩ દૈવી સર્ગ અને આસુરી સર્ગ એટલે શું ?

૪ આસુરી જનોની જીવનદૃષ્ટિ કેવી હોય છે ?

૫ આસુરી જનોનું મનોરાજ્ય કેવું હોય છે ?

૬ આસુરી જનોની અંતે કઈ ગતિ હોય છે ?

૭ આસુરી લોકો પણ યજ્ઞ વગેરે કરે છે અને છતાં તેમનો અધઃપાત થવાનું કારણ શું ?

૮ આસુરી જીવોનું જીવનમાં આચારબળ કયું હોય છે ? અને તેમને આધારે તેઓના વર્તનમાં કયો ભેદ પડે છે ?

૯ આસુરી જીવો સાથે ભગવાન કેવી રીતે વર્તે છે ? જો આસુરી જનોને નરકમાં જ મોકલવા હોય તો એ ભગવાનનું ભગવાનપણું ક્યાં રહે ?

૧૦ મને પામ્યા વગર જ તેઓ નીચતર અને નીચતમ યોનિમાં જાય છે એમ જ્યારે ભગવાન કહે છે ત્યારે તેમને નિર્દય માનવા કે સદય ?

૧૧ આત્માના નાશનું ત્રિવિધ દ્વાર કયું ? તેનું સ્વરૂપ શું છે ? અને અહીં આત્માનો નાશ એટલે શું ?

૧૨ તમોદ્વારમાંથી છૂટેલો પોતાનું શ્રેય આચરે છે એટલે શું ? તેનું શું ફળ ?

૧૩ શાસ્ત્રવિધિને માટે અતિ આગ્રહ રાખતા ભગવાન જુઓ નથી ? એક યુગનું દર્શન ભાવિ યુગ ઉપર લાદવામાં દેશકાળ, નિમિત્ત વગેરે તરફ આંખમીંચા નથી ? એમાં ભૂતકાળ માટે અતિ પક્ષપાત અને ભાવિ માટે અશ્રદ્ધા નથી ?

૧૪ શાસ્ત્રવિધિને અવગણીએ ચલાવનારને સિદ્ધિ, સુખ કે પરમગતિ મળતી નથી—તો તે શું ?

૧૫ કાર્ય અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રનું ફરમાન જાણીને જ વર્તવાનું વિધાન કરનાર ભગવાન માનવબુદ્ધિની કિંમત ઓછી જ આંકે છે ને ?

॥ इति दैवासुरसंपद्विभागयोगः ॥



## ૧૭

૧ શાસ્ત્રવિધિને તજે પણ શ્રદ્ધાથી કર્મ કરનારા માનવોની ત્રિવિધ નિષ્ઠા પૂછી છે તો તે નિષ્ઠા એટલે શું?

૨ અર્જુને જ્યારે નિષ્ઠા પૂછી ત્યારે ભગવાને તેને શ્રદ્ધા ઉપર જ વ્યાખ્યાન આપ્યું! તો શ્રદ્ધા અને નિષ્ઠા વચ્ચે કાંઈ સંબંધ છે ખરો? હોય તો કયો?

૩ જેની જેવી શ્રદ્ધા તેવો તે થાય—આનો શો અર્થ?

૪ સાત્ત્વિક વગેરે મનુષ્યોને જાણવા માટે ચિહ્ન કયાં?

૫ આસુરી નિશ્ચયવાળા કોને કહેવાય? તેઓનો મુદ્રાલેખ કેવો હોય છે?

૬ ત્રણ પ્રકારના જે આહાર કહ્યા છે તેનાં લક્ષણ શાં? કયા કયા આહાર તે તે વિભાગમાં આવે?

૭ આહારને અધ્યાત્મશાસ્ત્ર સાથે શી લેવાદેવા?

૮ સાધકના આહારની યાદી આપશો?

૯ સાત્ત્વિક વગેરે ત્રણ પ્રકારના યજ્ઞો ભગવાન વર્ણવે છે તો તે તે યજ્ઞની પ્રેરક મનોદશા કઈ હોય છે?

૧૦ શારીર તપ એટલે શું? એમાં જેનો સમાવેશ થાય છે તે બધાનો અર્થ શો?

૧૧ વાચિક તપનું સ્વરૂપ શું ?
૧૨ માનસ તપ એટલે શું સમજવું ?
૧૩ ત્રણ પ્રકારનાં તપના પણ ત્રણ ભેદો કહે છે, તો તે કયા ? અને તે પ્રત્યેકનું સ્વરૂપ શું ?
૧૪ ત્રણ સાત્વિક વગેરે દાન કોને કહેવાય ?
૧૫ આહાર તપ વગેરેનુ વર્ણન કરતા કરતા ભગવાન એકદમ ૐ તત્ સત્–એવુ ભગવાનનુ નામ છે–એ ઉપર કયા કારણે ઊતરી પડયા ? આહાર વગેરે સાથે એને સંબંધ શું ?
૧૬ ૐ તત્ સત્–વગેરે નામનો ભાવાર્થ શો ? એનો ઉપયોગ ક્યાં ? એ ઉપયોગથી ફાયદો શો ?
૧૭ અસત્ કર્મ કોને કહેવાય ? તેનુ ફળ શું ? શ્રદ્ધા બુદ્ધિની વિરોધી નથી ? જો ન હોય તો તે બેનુ ગીમામિશ્રન ક્યાં ?

॥ इति श्रद्धात्रयविभागयोगः ॥

ૐ

૧૮

૧ સંન્યાસ અને ત્યાગનું તત્ત્વ નોખું નોખું અર્જુન જાણવા માગે છે. તો શું અત્યાર સુધી એને એની સમજ નહોતી પડી? અર્થાત્ અર્જુનના પ્રશ્નનો આશય શો છે?

૨ સંન્યાસ અને ત્યાગ વચ્ચેનો તફાવત શો?

૩ કેટલાકના મતે કર્મમાત્ર ત્યાજ્ય છે, કેટલાકને મતે યજ્ઞ દાન તપ ત્યાજ્ય નથી—તો એ બે પૈકી ભગવાનનો ઝોક બીજા પક્ષ તરફ લાગે છે એનું કારણ શું?

૪ યજ્ઞ વગેરે કર્મોને પણ કેવી રીતે કરવાનું ભગવાન આગ્રહથી ઠસાવે છે?

૫ નિયત કર્મનો ત્યાગ યુક્તિયુક્ત નથી પણ તામસ છે તો નિયત કર્મ એટલે શું? એ યુક્તિયુક્ત કેમ નથી?

૬ રાજસ અને સાત્વિક ત્યાગ કોને કહેવો?

૭ સાત્વિક ત્યાગીનાં લક્ષણો શાં?

૮ કર્મનો સ્વરૂપે ત્યાગ કેમ થતો નથી? કર્મોનું ત્રિવિધ ફળ એટલે શું? જે ત્યાગી નથી તેને તે મળે છે. ત્યાગીને તે મળતાં નથી, એટલે શું?

૯ કર્મમાત્રની ઉત્પત્તિ માટે ભગવાન પાંચ કારણો બતાવે છે તો તેમનું સ્વરૂપ શું ? ને ભગવાન એ પાંચનો નિર્દેશ કરવા પાછળ આશય શો છે ?

૧૦ જેને અહંભાવ નથી જેની બુદ્ધિ લેપાતી નથી તે લોકોનો નાશ કરે તોપણ નથી તો નાશ કરતો કે નથી તો બંધાતો—ભગવાનની આ ઉક્તિનો સ્પષ્ટ આશય શો ? એવા માણસને જુલમી થવાનો આ પરવાનો તો નથી ?

૧૧ કર્મચોદના અને કર્મસંગ્રહ એટલે શું ?

૧૨ સાત્ત્વિક વગેરે ત્રિવિધ જ્ઞાનનું લક્ષણ શું ?

૧૩ સાત્ત્વિક, રાજસ અને તામસ કર્મનું સ્વરૂપ શું ?

૧૪ સાત્ત્વિક, રાજસ અને તામસ કર્તાને કેમ ઓળખવો ?

૧૫ બુદ્ધિ અને ધૃતિના ત્રણ ત્રણ ભેદ કહ્યા છે તો, તેમના આકાર શા ?

૧૬ ત્રણ પ્રકારનાં સુખની વ્યાખ્યા શી ?

૧૭ કોઈ પણ ત્રણ ગુણથી મુક્ત નથી એટલે શું ?

૧૮ બ્રાહ્મણ વગેરેનાં કર્મો સ્વભાવથી ઉપજેલા ગુણોથી વહેંચાયેલાં છે એટલે શું ?

૧૯ દરેક વર્ણનાં સ્વભાવજન્ય કર્મ કયાં ?

૨૦ પોતપોતાના કર્મમાં મનુષ્યે રત શાને રહેવું ઘટે ? સ્વકર્મમાં રતને સિદ્ધિ કેવી રીતે મળે ?

૨૧ સ્વધર્મ અને પરધર્મ એટલે શું ? એમાં સ્વધર્મનું આચરણ કેમ પ્રશસ્ત છે ?

૨૨ નૈષ્કર્મ્ય સિદ્ધિ એટલે શું? સંન્યાસથી નૈષ્કર્મ્યની સિદ્ધિ કેવી રીતે મળે?

૨૩ જ્ઞાનની પરાનિષ્ઠા એટલે શું?

૨૪ પરમાત્માનો અનુભવ કરનારાઓમાં કઈ સાધન સંપત્તિ જરૂરી છે?

૨૫ બ્રહ્માનુભવ કરી ચૂકેલા આત્માની આંતર સ્થિતિ કેવી હોય છે?

૨૬ બધાં કર્મો કરવા છતાં કયા ઉપાયે શાશ્વત પદ પમાય? ઈશ્વરના પ્રસાદથી જ જો શાશ્વત પદ મળતું હોય તો પછી પુરુષાર્થને અવકાશ ક્યાં?

૨૭ ભગવાન અર્જુનને 'મચ્ચિત્ત'* બનવા કહે છે-શાને? ભગવાન કહે છે કે જો તું મારું નહીં સાંભળે તો નાશ પામીશ-ભગવાનની અહીં દાદાગીરી નથી?

૨૮ પ્રકૃતિ તને પ્રેરશે-એમ જ્યારે પ્રભુ કહે છે ત્યારે પુરુષાર્થની ઓછી કિંમત આંકે છે એમ નથી લાગતું?

૨૯ ઈશ્વર સૌને ભમાવે છે-એમાં ઈશ્વરને શો આનંદ? કયા કારણે ભગવાન પ્રાણીમાત્રને ભમાવતા હશે?

૩૦ ભગવાન અર્જુનને ઈશ્વરને શરણે જવા કહે છે-તો ઈશ્વરને શરણે કેવી રીતે જવાય? ઈશ્વરને શરણે જનારને આત્મલાભ ક્યો મળે છે?

૩૧ ભગવાને રહસ્યતમ વચન કયું કહ્યું છે? ભગવાનની પ્રતિજ્ઞાનો કદી ભંગ થાય છે ખરો?

૩૨ 'સૌ ધર્મોને તજી મારું શરણું લે'-તો સૌ ધર્મો એટલે શું? એમ કરવાનું ફળ શું?

૩૩ ભગવાને અધિકારીને જ આ ઉપદેશ આપવા કહ્યો છે-બીજાને નહીં-ભગવાનની આ વિષમદૃષ્ટિ નથી?

૩૪ ગીતાજીને એકચિત્તે સાંભળ્યા બાદ-સમજ્યા બાદ સાધકની કઈ મનોદશા રહે છે?

૩૫ ગીતાસંવાદ અદ્‌ભુત, રોમહર્ષણ, પરમગુહ્ય અને પુણ્ય છે-એ અંજલિ જ છે કે સાચું છે?

૩૬ જ્યાં યોગેશ્વર કૃષ્ણ અને જ્યાં ધનુર્ધારી અર્જુન ત્યાં જ શ્રી વગેરે છે-એનો શો અર્થ?

॥ इति संन्यासमोक्षयोगः ॥

॥ हरिः ॐ तत्सत् ॥

॥ ब्रह्मार्पणमस्तु ॥ श्रीकृष्णः शरणं मम ॥